# જુનાગઢ રાજ્યમાં હિન્દુઓ ઉપર અત્યાચાર

## જુનાગઢના કોમઝનુની દીવાન હિન્દુત્વને હણી નાંખવા પછાડ મારે છે : હિન્દુઓ, હિન્દુત્વના સંરક્ષણને અર્થે તમે પોતે જ સાફ થવાનું પસંદ કરજો.

### માણસાઇની લૂંટ થવા દેશો નહિ

જુનાગઢના ગુપ્ત પ્રયાગના હિન્દુ તીર્થમાંથી ૪૫૦૦ ચો. ફુ. જમીન મુસ્લીમોને આપનારો દીવાન મહમ્મદભાઇનો 'આખો ઠરાવ અન્યાય, જોહુકમી અને કોમી પક્ષપાતનો નમુનો છે. ... ખબરદાર, એ જૂલ્મ સહન કરજો નહિ, એની સામે થજો અને જૂલ્મ કરનારની આંખો ઉઘાડી નાંખજો. ... માણસ શું મોઢું લઇને જીવે છે ? જીવનમાં પ્રિય અને પવિત્ર એવી કોઇ વસ્તુ એને છે કે નહિ, કે જેને માટે તે તેના માટે પ્રાણ પાથરે ? ... જુનાગઢમાં આજે માણસાઇની લૂંટ ચાલી રહી છે. એ લૂંટ સામે શિર ઉંચકવા 'માણસાઇ'ના ધારણ કરનારાઓને અમે હાકલ કરીએ છીએ. ... એ હુકમના અમલ સામે જો તમે સત્યાગ્રહ ન કરો, એનો અટકાવ જો તમે ન કરો, તો માનો કે ગુપ્ત પ્રયાગમાં એ દીવાલના પાયા નથી પૂરાતા, તમારી માણસાઇ ત્યાં જીવતી પૂરાય છે....તમારી માણસાઇને આમ દફન થવા દેશો નહિ, તમને સુપ્રત થયેલા હિન્દુ તીર્થનો એ કાળો ઇતિહાસ લખવા દેશો નહિ.'

[ 'સૌરાષ્ટ્ર' : તંત્રીલેખ : તા. ૨૬-૧૦-૨૯ ]

ગુપ્ત પ્રયાગ સંરક્ષણ પુસ્તિકા પહેલી

# જુનાગઢ રાજ્યમાં હિન્દુઓ ઉપર અત્યાચાર

જુનાગઢના દીવાને હિન્દુઓની માણસાઇની લૂંટ માંડી છે: હિન્દુઓ, તમારી માણસાઇની મૂંગા મૂંગા લૂટ થવા દેવા માંગો છો? કે મર્દની માફક સામનો કરવા માંગો છો? હિન્દુત્વ વહાલું હોય, માણસાઇ વહાલી હોય, અન્યાય અને અત્યાચાર સામે પુણ્યપ્રકોપ થતો હોય, તો જુનાગઢના આ નવાબી અન્યાય સામે પુરૂષને શોભે તેમ શિર ઉંચકો.

ગુપ્તપ્રયાગ સંરક્ષણ સમિતિ: ૧૦૫, ગ્રેટ વેસ્ટર્ન બીલ્ડીંગ, બેક હાઉસ લેન, કોટ, મુંબાઇ.

# હિન્દુ જનતાને

વર્તમાનપત્રો ઉપરથી આપે જોયું હશે કે જૂનાગઢ રાજ્યમાં આવેલા હિન્દુ તીર્થધામ શ્રી ગુપ્તપ્રયાગને અંગે હમણાં એક આપત્તિ ઉભી થઇ છે. એ આપત્તિ શી છે, કેવાં પ્રકારની છે, તેનાં કેવાં ભયંકર પરિણામો રહેલાં છે, અત્યારે શી પરિસ્થિતિ છે, વગેરેથી હિન્દુ જનતાને વાકેફ કરવા આ પુસ્તિકા પ્રગટ કરવામાં આવે છે. હિન્દુ જનતા આ પુસ્તિકાનો બરાબર પાઠ કરે અને તેમના પવિત્ર તીર્થધામ ઉપર થયેલા આક્રમણની ઉગ્રતા બરાબર પિછાને.

સંક્ષેપમાં કહીએ તો આ આપત્તિનો ઇતિહાસ એમ છે કે આ તીર્થની જમીનમાં બાવાની એક સમાધિ છે. આ સઘળી 'બિનતકરારી' જમીનનો કબજો ભોગવટો તીર્થના મહંતનો આજ પરાપુર્વથી છે, અને ૧૮૯૮ની સાલમાં ના. નવાબ સાહેબ શ્રી મહોબતખાનજીએ પણ એ જમીન આ તીર્થની છે એમ સ્વીકારી તેનો લેખ કરી આપ્યો છે. એ છતાં તાજેતરમાં એ તરફના મુસ્લીમ ભાઇઓએ બાવાની એ સમાધિને કબર તરીકે ઓળખાવી તે વિષે પોતાનો હક્ક ઉત્પન્ન કર્યો, અને ગયે વર્ષે તથા આ વર્ષે એ જગ્યા ઉપર આક્રમણ કરી તેઓએ સુલેહનો

ભંગ કરવા તજવીજ કરી. આ રીતે તીર્થધામની આ જગ્યા ઉપરના હિન્દુ સમાજના હક્ક ઉપર થતા આ આક્રમણ સામે રાજ્ય પાસે દાદ માંગવામાં આવી. પરંતુ જુનાગઢના દીવાન સાહેબે ગુન્હેગારોને નશ્યત નહિ કરતાં પ્રથમ કમીટી નીમી અને ત્યાર પછી તે પણ અનુકૂળ નહિ જણાતાં ઉના–દેલવાડાના હિન્દુ-મુસ્લીમ બન્ને કોમના આગેવાનોને સમજાવીને પોતે લવાદ બન્યા. પછી, પોતે લવાદ તરીકે આ જમીનમાંથી ૪૫૦૦ ચોરસ ફીટ જમીન દીવાલ ચણી વાળી લેવાનો તથા તેની કુંચી મુસ્લીમ પ્રતિનિધિને સોંપવાનો અને હિન્દુ લોકો તરફથી તે સંબંધે કાંઇ અડચણ ન પહોંચે તેની બાંહેધરી મહંત પાસેથી લેવાનો ફેંસલો આપ્યો છે. એ ઉપરાંત તેમણે લવાદ મટી જઇને આ ફેંસલાને રાજ્યની આજ્ઞાનું સ્વરૂપ આપ્યું છે.

હિન્દુઓના તીર્થધામ ઉપરની આપત્તિનો સંક્ષેપમાં આ ઇતિહાસ છે. આપ જોઇ શકશો કે આ કિસ્સામાં હિન્દુ તીર્થસ્થાનની પવિત્ર જમીનમાં કાયમને માટે કજીયાનું મૂળ દાખલ કરવામાં આવ્યું છે, સ્પષ્ટ રીતે એકલા હિન્દુઓના એવા ધર્મસ્થાનની જમીનમાં મુસ્લીમ જમાતને પ્રવેશનો અને કબજાનો અધિકાર આપ્યો છે, અને ગુન્હો કરવાની તથા તોફાન કરવાની વૃત્તિને ઉત્તેજન આપ્યું છે.

આથી ઉના દેલવાડાની પ્રજાનું દિલ ખૂબ દુભાયું છે. તેઓએ ના. નવાબ સાહેબ પાસે આ ફેંસલો રદ કરી હિન્દુ કોમને ન્યાય આપવા અરજ કરી છે. દીવની પ્રજાએ પણ ન્યાય મેળવવા માગણી કરી છે. મુંબાઇમાં વસતી ઉના દેલવાડાની પ્રજાએ મુંબાઇમાં 'શ્રી ગુપ્તપ્રયાગ સંરક્ષણ સમિતિ' સ્થાપીને ન્યાય મેળવવાની હિલચાલ શરૂ કરી છે. મુંબાઇમાં હિન્દુ આગેવાનો આ સંબંધે અન્યાય થતો અટકાવવા ઉપાયો વિચારી રહ્યા છે.

'શ્રી ગુપ્ત પ્રયાગ'નું તીર્થક્ષેત્ર એ સમસ્ત હિન્દુ જનતાનું પવિત્ર ધામ છે, અને તેમાં મુસ્લીમોને દખલગીરી કરવાને ઉત્તેજન મળે તેવો એકતરફી અને કોમી પક્ષપાતભર્યો ફેંસલો આપીને દીવાન સાહેબે ઘણું અન્યાયી પગલું ભર્યું છે. ઉના-દેલવાડા સિવાય રાજુલા, જાફરાબાદ, કોડીનાર, દીવ અને બીજાં અનેક સ્થળોએથી, બીજી હકૂમતને અધીન હોય તેવા હિન્દુ લોકો આ પવિત્ર તીર્થનો લાભ ઉઠાવે છે, અને તેના તરફ ધર્મભાવનાથી જૂએ છે.

એવા આ તીર્થના રક્ષણને માટે આપને અમે અમારી મદદે વ્યવસ્થિત પ્રયાસ કરવાનું નિમંત્રણ કરીએ છીએ. આપ અમારી રક્ષણ સમિતિને આ કાર્યમાં સંગીન મદદ કરો એમ ઇચ્છીએ છીએ. હાલ તુરત આપ હિન્દુ પ્રજાની એક જાહેર સભા બોલાવી આ અન્યાયી અને જૂલ્મી ફેંસલા સામે આપનો પોકાર નોંધાવો, નાં. નવાબ સાહેબને એ ફેંસલો રદ કરી હિન્દુ પ્રજાનો અસંતોષ અને કચવાટ દૂર કરવા વિનતિ કરો, એક દિવસની હડતાળ જાહેર કરો, હિન્દુ પ્રજાના આ તીર્થધામને સુરક્ષિત રાખવાના કાર્યમાં મદદ કરવા અરજ કરો, અને જો જરૂર જણાય અને અમારે નિરૂપાયે આ અન્યાયી પગલાં સામે ધર્મના તથા સ્વમાનના રક્ષણને ખાતર સત્યાગ્રહ શરૂ કરવાનો પ્રસંગ આવે તો ધર્મપ્રેમી જુવાનો અમારી કુમકમાં મોકલીને આપી આપનો સ્વધર્મપ્રેમ સાબીત કરો એવી આપને અમારી વિનતિ છે.

સેવક,

તા. ૨૪-૧૦-૧૯૨૯

**શ્રી ગુપ્ત પ્રયાગ સંરક્ષણ સમિતિ કાર્યાલય,**
૧૦૫, ગ્રેટ વેસ્ટર્ન બિલ્ડીંગ,
એ-હાઉસ લેન,
**કોટ, મુંબાઇ.**

**જગજીવનદાસ ઉજમશી**
પ્રમુખ,
**જમનાદાસ હરિદાસ મહેતા**
**નાનાલાલ કરમચંદ શાહ**
મંત્રીઓ,
શ્રી ગુપ્તપ્રયાગ સંરક્ષણ સમિતિ

# અનુક્રમ

## વિભાગ પહેલો



## વિભાગ બીજો

# જાહેર સભાએ પસાર કરવાના ઠરાવો

(૧) ......ની આ જાહેર સભા જુનાગઢ રાજ્યના ઉના મહાલમાં આવેલાં હિન્દુ તીર્થક્ષેત્ર શ્રી ગુપ્ત પ્રયાગના મંદિરની કબજા-ભોગવટાની કેટલીક જમીન કોઈ પણ વાંક ગુન્હા વિના, યોગ્ય તપાસ વિના, અને જુનાગઢ રાજ્યે આપેલા જૂના રાજ્યકોલ તથા અધિકારોનો ભંગ કરીને મંદિર પાસેથી પડાવી લઇ મુસ્લીમ કોમને આપવાના જુનાગઢના દીવાનના એકતરફી અને પક્ષપાતી હુકમ સામે પોતાનો સખ્ત વિરોધ જાહેર કરે છે.

(૨)......ની જાહેર સભા એમ પણ જાહેર કરે છે કે જુનાગઢના દીવાનના આ હુકમથી જુનાગઢની હિન્દુ પ્રજાના ધાર્મિક સ્વાતંત્ર્ય તથા મિલકતની સલામતી જેવા પ્રાથમિક અને કીમ્મતી હક્કો ભયમાં આવી પડયા છે; તેમજ હિન્દુ મુસલમાન બન્ને કોમ વચ્ચે ન્યાયની તુલા સમતોલ રાખવાની જુનાગઢ રાજ્યની તથા કાઠિયાવાડનાં બીજાં રાજ્યોની સામાન્ય રાજ્યનીતિનો આ હુકમથી લોપ થાય છે અને પરિણામે કાઠિયાવાડમાં આ બન્ને કોમ વચ્ચે જે સુલેહશાંતિ તથા ભ્રાતૃભાવ પ્રવર્તે છે તે ભયમાં આવી પડે છે. સબબ આ સભા,

(ક) જુનાગઢના દીવાનના આ હુકમને રદ્દ કરવાની તત્કાળ આજ્ઞા ફરમાવવાનો, અને એ રીતે જુનાગઢ રાજ્યની તથા રાજ્ય બહારની હિન્દુ જનતામાં વિશ્વાસ ફરીથી સ્થાપવાનો નવાબ સાહેબને આગ્રહ કરે છે; અને

(ખ) તેમ થતાં સુધી મુંબાઇની શ્રી ગુપ્ત પ્રયાગ સંરક્ષણ સમિતિની ન્યાય મેળવવાની પ્રવૃત્તિને સંપૂર્ણ અનુમોદન આપે છે; તેમજ,

(ગ) સમસ્ત હિન્દુ પ્રજાને તથા કાઠિયાવાડના હિન્દુ રાજા મહારાજાઓને આ અન્યાય તત્કાળ રદ્દ કરાવવા માટે મહેનત કરવા વિનતિ કરે છે.

આ ઠરાવો પસાર કરીને તેની એક એક નકલ ગુપ્તપ્રયાગ સંરક્ષણ સમિતિને તેમજ જુનાગઢના નવાબ સાહેબને તત્કાળ મોકલી આપો.



# વિભાગ પહેલો

## દીવાન મહમ્મદભાઇના ચુકાદા પહેલાં જ તેની કોમઝનુની પક્ષપાતી મનોદશા પ્રગટ થાય છે.

(૧)

# જુનાગઢ રાજ્યમાં હિન્દુ તીર્થો ઉપર આક્રમણ

## મુસ્લીમ બીરાદરો ગયા વર્ષનો રાજ્યનો ઠરાવ તોડે છે: અને રાજ્યના છેલ્લા મનાઇ હૂકમનો ભંગ કરે છે: રાજ્ય તપાસ-સમિતિ નીમે છે:

('સૌરાષ્ટ્ર'ના ખાસ પ્રતિનિધિ તરફથી)

**ઉના: તા. ૧૪-૯-'૨૯: શનિવાર**

આપના ફરમાન મુજબ હું આજે બાબરીયાવાડ, નાઘેર અને ઉના પરગણામાં ઘૂમી રહ્યો છું અને આ પ્રકરણને અંગે મને જે વજનદાર માહિતી મળી છ તે લખી મોકલું છું: સાચે જ આજે, બાબરીયાવાડ, નાઘેર અને ઉના-દેલવાડાની આજુ-બાજુનાં ગામડાંનો સમસ્ત હિન્દુ સમાજ દુઃખ અને રોષની લાગણીથી ખળભળી ઉઠયો છે.

### ગઇ સાલનો ઇતિહાસ

હકીકત એવી બની છે કે ગુપ્તપ્રયાગમાં ગઇ સાલ શ્રાવણ માસમાં માંડવીના નાળીયા મુસલમાનો મોટું સરઘસ કાઢીને ગયેલા, પ્રયાગરાજના કુંડોને તેમણે ભ્રષ્ટ કરેલા અને એ સમસ્ત હિન્દુસ્તાનના હિન્દુઓની પવિત્ર દેવભૂમિમાં મીજલસ કરી, બાંગ પોકારી અને એઠવાડ કુંડોમાં નાખી ભયંકર અત્યાચાર કર્યો: પરિ-ણામે ઉના-દેલવાડાનો હિન્દુ સમાજ દુભાયો, હડતાલો પડી, દીવાન શ્રી. મહમ્મદભાઇના હુકમથી પોલીસ સુપરી. ઉના-દેલવાડા ગયા ને તપાસ ચલાવી. પરિણામે નાળીયા મુસલમાનોએ ઉપરના દુષ્કૃત્ય બદલ માફી માગી, ભવિષ્યમાં આવું પગલું નહિ ભરવા કબૂલત આપી. અને હિન્દુઓએ, મુસ્લીમોએ માફી માગી હવેથી એવું નહિ કરવા લેખીત માફીપત્ર રાજ્યને લખી આપ્યાથી, લખી આપ્યું કે હવે અમે પ્રયાગરાજમાં ભ્રષ્ટાચાર કરનારા સામે

બીજાં કાંઈ પણ કાયદેસરનાં પગલાં લેવા ઇચ્છતા નથી: આ બનાવ પછી હિન્દુ–મુસ્લીમો હળ્યાં મળ્યાં: પોલીસ સુપરી.ની હાજરીમાં અન્યોઅન્ય ચહાપાર્ટીઓ અપાઇ અને ઘડીભર જણાયું કે ઉના–દેલવાડાના મુસ્લીમોને પ્રભુએ સદ્બુદ્ધિ આપી અને કોમી કલવાશનો ભયંકર રાહુ ડોકીયાં કરતો હતો તે બંધ થયો. આ વાત આટલેથી અટકેલી નહિ. ગઇ સાલ ઉપરનો બનાવ બન્યા પછી ના. નવાબ સાહેબ ઉના મુકામે પીરસાહેબની માનતાએ ગયેલા ત્યારે તેમનો ઉના–દેલવાડાની પ્રજાએ જાહેર સત્કાર કરેલો તેના જવાબમાં પણ ના. નવાબ સાહેબે ઉના–દેલવાડાના ગુપ્ત-પ્રયાગમાં બની ગયેલ દુઃખદ પ્રસંગનો ઉલ્લેખ કરી, હવેથી હિન્દુ–મુસ્લીમ પ્રજા સુલેહસંપથી રહેશે એવી મજબૂત આશા બતાવેલી. આ બધું તા. ૩૦–૯–'૨૮ સુધીમાં બની ગયું.

## મુસ્લીમ બીરાદરો

આટલું જગતે જાણ્યું છે. પણ બીજી ચોંકાવનારી ઘટનાઓ અંદરખાને બની રહી હતી. ઉના–દેલવાડાના મુસ્લીમોની શીખવણી ને દોરવણીથી, માંડવીના નાગીયા મુસ્લીમોએ પ્રયાગરાજમાંની એક કહેવાતી કબર કે જે સાદી કબર છે અને તેના ઇતિહાસનો પત્તો હજી ઉંચકાયો નથી, તે કબરમાં સુધારોવધારો કરવા દેવાની રાજ્યની પરવાનગી માગેલી, તે અરજી ખેંચી લેવાની સમજણ થયેલી, તે નહિ પાળતાં, તેની પરવાનગી મળે તેવી ચેરવી તે લોકો કરવા લાગ્યા. તેમજ મુસ્લીમોએ હિન્દુઓ દુભાય તેવી બીજી કનડગતો પણ શરૂ રાખી. આ ઉપરથી ઉના–દેલવાડાની સમસ્ત હિન્દુ જનતા તરફથી અગ્રણી હિન્દુ મહાજનોએ ના. નવાબ સાહેબ, ના. દીવાન સાહેબ અને પોલીસ. સુપરિ.ને તા. ૧૭-૧૦–'૨૮ ના રોજ એક અરજી આપી જણાવ્યું કે '...હજી મુસ્લીમોની કનડગત મટી નથી. છેડણી ચાલુ છે. આ તકરાર આગળ તેઓએ અરજ કરેલી છે. (કબરોમાં સુધારો વધારો કરવા દેવાની) તેનો બંધ નહિ વાળતાં તે તુમાર હજી આગળ ચલાવે છે...હજુ તેઓ આડકતરી રીતે સુલેહ બગાડવાનાં પગલાં લેવા કોશીશ કરી રહ્યા છે.' વગેરે. આ ઉપરાંત કબરો અને ના. નવાબ સાહેબે

સં. ૧૯૪૯માં બંધ કરાવેલી ધર્મશાળાનો ઇતિહાસ જણાવી મુસ્લીમો પ્રયાગરાજ ઉપર આક્રમણ કરવા માંગ્યા છે તેનો પૂર્ણ બંદોબસ્ત કરવા વિનતિ ગુજારી હતી. આ અરજીનો રાજ્યે હિન્દુજનતાને કશો ય ઉત્તર હજી સુધી આપ્યો નથી. અને આ અરજીની વાત આજ સુધી અંધારામાં જ રહી છે.

**રાજ્યનો મનાઇ હુકમ**

આમ મામલો ચાલ્યો જતો હતો તેવામાં ઓણુ પણ શ્રાવણ માસમાં પ્રયાગરાજમાં જઇને, ગઇ સાલની માફક, ભ્રષ્ટાચાર કરવાની બુદ્ધિથી, ગઇ સાલની બધી સમાધાની અને ના. નવાબ સાહેબના ભાષણ ઉપર પાણી ફેરવી, માંડવીના મુસ્લીમોએ ફોજદારને અરજી આપી કે અમારે પ્રયાગરાજમાંની અમારા પીરની કબર પાસે ઉરસ ભરવો છે, માનતા ચઢાવવી છે, માટે અમને પોલીસ બંદોબસ્ત આપો. આ અરજીની હકીકત ઉનાના હિન્દુ ભાઇઓને માલૂમ પડી. આ સાંભળતાં જ ઉના–દેલવાડાની હિન્દુ જનતા ચોંકી ઉઠી. ના. નવાબ સાહેબ, દીવાન સાહેબ અને પોલીસ સુપરિ.ને તાર અને અરજીઓ દ્વારા હિન્દુ અગ્રણીઓએ જણાવ્યું કે રાજ્યના વચન અને લેખિત વચનને ભંગ કરી ફરી પાછી અશાન્તિ જગવે તેવી પ્રવૃત્તિ ઉના–દેલવાડા ને માંડવીના મુસ્લીમોએ શરૂ કરી છે; માટે તે અટકાવો. આ ખબર મળતાં જ પોલીસ સુપરિ. ઉના ગયા. તેણે હિન્દુ મુસ્લીમ આગેવાનોને બોલાવી રોજકામ કર્યું. અને મુસ્લીમોને તેમણે જણાવ્યું કે ના. સરકારશ્રીનો મનાઇ હુકમ છે માટે પ્રયાગરાજમાં ન જવું.

**મનાઇનો હુકમ ભંગ**

આટલો બંદોબસ્ત કરી પોલીસ સુપરિ. ઉના છોડી ગયા. પોલીસ ઇન્સ્પેકટર નાગેશ્રી તરફ ગયા. બીજી બાજુ પોલીસ સુપરિ. દ્વારા મળેલા રાજ્યના મનાઇ હુકમથી નાસીપાસ બની પ્રયાગરાજમાં જવાનો હુકમ મેળવવા માટે વળી પાછા કેટલાક મુસ્લીમો જુનાગઢ ગયા. પણ ત્યાં તેમને અમલદારોએ કાંઇ ન આપ્યું. એટલે તે થાકી ઘેર આવ્યા. આમ પ્રયાગરાજમાં જવા

સંબંધમાં મુસ્લીમોને સ્પષ્ટ મનાઇ થઇ હતી. છતાં ઉના-દેલવાડાના કેટલાક ધર્મઝનૂની મુસ્લીમોએ તેમની આ વિનાશકારી પ્રવૃત્તિ ન જ છોડી. છેવટે તેમની ઉશ્કેરણીથી દેલવાડાના એક સાંઇની સરદારી નીચે શ્રાવણ વદ ૧૪ના રોજ ઉના-દેલવાડાના કેટલાક મુસ્લીમોનું ટોળું પ્રયાગરાજમાં ગયું. ત્યાં તેમણે બીભત્સ શબ્દોથી બૂમરાણ કર્યું. પેલી કહેવાતી કબર-કે જે હિન્દુઓના પવિત્ર કુંડોની તદ્દન નજદીક છે તેના-આગળ નાળીયેર વધેર્યું, અગરબત્તીઓ કરી : વગેરે ધાંધલ કરી પછી તે ટોળું વીખરાઇ ગયું. આમ ના. સોરઠ સરકારના હુકમનો છડેચોક ભંગ થયો.

## હિન્દુઓમાં ઉશ્કેરાટ અને પોલીસની બેદરકારી

આ વાતની ખબર દેલવાડા મહાજનને થઇ. તેણે તરત જ પોલીસ ઇન્સ્પેકટર નાગેશ્રી હતા તેને તથા ઉના ફોજદારને તાર દ્વારા ઉપરની ગંભીર ઘટનાની ખબર આપી, પ્રયાગતીર્થ અને હિન્દુઓના જાનમાલની સલામતી માટે માગણી કરી. આ ખબર થતાં પોલીસ ઇન્સ્પેકટર ને ફોજદાર દેલવાડા ગયા. ત્યાં જઇ તેમણે પેલા રાજ્યના હુકમનો ભંગ કરવાનો ગુન્હો કરનારને ન પકડયા કે ન કાગળો કર્યા. માત્ર ખાલી હોહા કરી તે ઉના ચાલ્યા ગયા. પ્રયાગરાજમાં જઇને પંચ કરી રોજકામ કરવાની જરૂરત પણ પોલીસ ઇન્સ્પેકટરને ન સમજાઇ. બીજી બાજુ દેલવાડા હિન્દુ મહાજન ઉના ગયું. ત્યાંના મહાજન સાથે મળી જુનાગઢ તાર કર્યા.

## કબરને સોડ ચડાવાઇ

આમ આ ચાલતું હતું ત્યાં દેલવાડાના મુસ્લીમોએ બીજું ઘોર પગલું ભર્યું. તેજ દિવસે રાતના ૧૦-૧૧ના અરસામાં બે મુસ્લીમોએ ગુપ્તપ્રયાગમાં જઇ પેલી કબર પર સોડ ચડાવી. આ સ્થળે એક ખાસ વસ્તુ નોંધાવાની છે : ચૌદશની સવારે પેલા ટોળાએ રાજ્યના હુકમ સામે થઇ પ્રયાગરાજમાં પ્રવેશ કર્યો અને આ સોડ ચડાવાઇ તે બન્ને કૃત્ય વખતે જુનાગઢની પોલીસ પ્રયાગરાજમાં હાજર હતી. તેણે બધું નજરે જોયું છતાં કશી અટકાયત નહોતી કરી.

ઉપર પ્રમાણે સોડ ચડાવાઇ તે ઉના પ્રગણાના એક તલાટીએ નજરે જોયું એટલે તેણે પોતાની ફરજ સમજી વહીવટદારને રીપોર્ટ કર્યો. વળી આ બાબત ઉના-દેલવાડામાં ખબર પડતાં હિન્દુ આગેવાનો રાત્રે ઇન્સ્પેકટર પાસે ગયા ને આ ગંભીર બનાવો બની રહ્યા છે તે માટે ચાંપતાં પગલાં લેવા તજવીજ કરવા કહ્યું. છતાં પોલીસ ઇન્સ્પેકટર મી. હિમ્મતલાલ તો તેની રીતે કામ લેતા હતા. તેને રાતના ૧૧-૧૨ના અરસામાં સોડ ચઢાવાયાના ખબર અપાયા છતાં તે તો માંડ સવારના ૫-૬ વાગ્યે પ્રયાગરાજ ગયા. અને ત્યાં ગયા પછી પણ તેમણે ન તો કાગળીઆ કર્યાં કે તે સોડ ચડાવનારાને પકડ્યા. પરંતુ અમાસની સવારે નવ વાગ્યે પોલીસ સુપરિ. પ્રયાગરાજ આવી પહોંચ્યા. તેના આવ્યા બાદ તેમના કહેવા ઉપરથી પોલીસ ઇન્સ્પેકટરે કાગળો બનાવ્યા. પરંતુ પેલી કબરને ચડાવેલી સોડ લઇને તે સોડ ચડાવનાર જતો રહ્યો તેને ન પકડ્યો કે મુદ્દામાલની સોડ પોલીસે ન કબજે કરી.

## ગંભીર ઉશ્કેરણી

બીજી બાજુ અમાસ ને પડવાના દિવસો ઉના-દેલવાડામાં ગંભીર બની ગયેલા. હિન્દુઓએ આ આખું પ્રકરણ સમજાવનારા ને સમસ્ત હિન્દુ જનતાના પવિત્ર તીર્થધામ ઉપરના મુસ્લીમોના ગંભીર આક્રમણ બદલ પાકો બંદોબસ્ત કરવા જુનાગઢની સત્તાને તારો કર્યા. અરજીઓ આપી. પડવાના દિવસે તો ઉનામાં હડતાલ પણ પડેલી.

## હિન્દુ-મુસ્લીમ આગેવાનોને જુનાગઢ બોલાવ્યા

આમ વાતાવરણ ભારે ઉશ્કેરાયું હતું ત્યાં જુનાગઢથી ના. મહમ્મદભાઇ તરફથી વહીવટદાર ઉપર તાર આવ્યો કે હિન્દુ અને મુસ્લીમ આગેવાનોને અમારી પાસે મોકલો. આ તાર આવતાં જ મુસ્લીમ આગેવાનો તરત જ જુનાગઢ પહોંચી ગયા.

પણ હિન્દુજનતાના રોષ ને દુઃખનો પાર ન હતો. રાજના હુકમનો ભંગ અને સ્થાનિક પોલીસની ખુલ્લી બેદરકારીથી

હિન્દુઓને પોતાની સલામતી ભયમાં છે એમ દેખાયું. તેમના આગેવાનોએ નિરધાર કર્યો કે આપણે જુનાગઢ ન જવું. ના. દિવાન સાહેબે પ્રયાગરાજની આ બધી સ્થિતિ નજરે જોઇ આપણને ન્યાય આપવો જોઇએ, જાહેરની સલામતીને ભીતિમાં નાખનાર હરામખોરોને સજા કરવી જોઇએઃ આવું વલણ હિન્દુ પ્રજાનું હતું. પણ વળી બીજી વખત શ્રી. મહમ્મદભાઇનો તાર આવ્યો કે મુસ્લીમ આગેવાનો આવી ગયા છે માટે હિન્દુ આગેવાનોને જલદી મોકલો. આ તાર આવતાં રાજ્યના માન ખાતર ઉના–દેલવાડાના ૧૦–૧૨ અગ્રણી ભાઇઓ જુનાગઢ ગયા. જો કે આમાં બન્ને ગામના નગરશેઠો નહોતા ગયા. બીજી બાજુ મુંબાઇમાં ધંધાર્થે વસતા ઉના–દેલવાડાના ૬–૭ ભાઇઓ પણ જુનાગઢ જઇ પહોંચ્યા.

## રાજ્યે તપાસ સમિતિ નીમી

આ ભાઇઓ જુનાગઢ ગયા પછી તેમને ખબર પડી કે રાજ્યે તો કોઇની માગણી ન હતી છતાં કેપ્ટન ટીનલી, શ્રી. શીવદત્તરાય અને ખા. બા. કાદરી એ ત્રણ અમલદારોની તપાસ–સમિતિ નીમી છે અને તેની આગળ જુબાનીઓ વગેરે દેવાની છે. વળી ઉના દેલવાડાના મુસ્લીમોએ તો વકીલ પણ રોકયો છે. છેવટ ઉપરની કહી તે સમિતિ આગળ હિન્દુ ભાઇઓને પોલીસ સુપરિ. તેડી ગયા. ત્યાં હિન્દુ ભાઇઓએ સ્પષ્ટ જણાવ્યું કે 'આ સમિતિની વાતને અમે જાણતા નથી. અમે તો દીવાન સાહેબના બોલાવ્યા આવ્યા છીએ. અમે તો એટલું જ કહીએ છીએ કે અમારાં તીર્થ ઉપર ભયંકર આક્રમણ થાય છે તે અટકાવો અને રાજ્યના હુકમનો ભંગ કરનારાને શિક્ષા કરો. વળી ગઇ સાલની ઘટનાને યાદ કરો.' આ વાત સાંભળ્યા પછી પણ રાજ્યે ઉના–દેલવાડાના હિન્દુ ભાઇઓને જુબાનીઓ દેવા આગ્રહ કર્યો. જુબાનીઓમાં તેમણે કહેવાતી કબર અને મસીદ અને ઉરસ તથા માનતાની પોકળતા, પ્રયાગરાજ ઉપર થતું આક્રમણ અને રાજ્યના હુકમનો ભંગ કરનારાને શાસન કરવાની વાતો કરી. ઉપરાંત ઉના પ્રગણામાં અમલદારી કરી આવેલા અમલદારોએ પણ

સ્પષ્ટપણે જણાવ્યું કે પ્રયાગરાજમાં ઉરસ ભરાયાનું જાણ્યું નથી. તેમજ ત્યાં કોઇ પીર છે, એવું પણ જણાયું નથી.

### તપાસ-સમિતિનું કામકાજ

આ પ્રમાણે તપાસ સમિતિ જુબાનીઓ લેતી હતી ત્યાં ઉના-દેલવાડાના સમસ્ત હિન્દુઓ તરફથી દીવાન સાહેબને એક અરજી અપાઇ કે અમારા તરફથી ત્યાં આવેલા ભાઇઓ ગમે તે લખાવે કે કહે પણ રાજ્યે તો પ્રાગરાજનું સ્થળ નજરે જોઇ, કહેવાતી કબર અને મસ્જીદ માટે સ્થાનિક ચોકસી કરી અમને હિન્દુપ્રજાને સાંભળીને નિર્ણય પર આવવું ઘટે છે. આ તીર્થ ઉના-દેલવાડાના જ હિન્દુઓનું નથી, પણ ભારતના સમસ્ત હિન્દુઓનું છે. જો ઉના-દેલવાડા ને માંડવીના મુસ્લીમોની કનડગત બંધ નહિ કરવામાં આવે તો આ પ્રકરણનો અંજામ રાજ્ય અને ઉના પ્રગણાની હિન્દુ જનતા માટે દુઃખદ આવશે.

### દીવાન અને તપાસ-સમિતિ પ્રયાગરાજ જાય છે

આ અરજી મળ્યા પછી બીજે દિવસ એટલે કે તા. ૧૩મીની સાંજના ચાર વાગે ઉના વહીવટદાર ઉપર ના. દીવાન સાહેબનો તાર આવ્યો કે અમે સ્ટાફ સાથે પ્રયાગરાજમાં સ્થાનિક તપાસ માટે દોળાસા થઇ આવીએ છીએ. બીજી બાજુ તે જ વખતે જુનાગઢ ગયેલા ઉના દેલવાડાના હિન્દુ ભાઇઓ તરફથી પણ ઉનાના નગરશેઠ ઉપર ઉપરની મતલબનો તાર આવેલો.

### પ્રભુ, જુનાણાને આફતમાંથી ઉગારો !

આ ખબર ઉના-દેલવાડામાં પડતાં જ હિન્દુ જનતા હલબલી ઉઠી છે. ઉના દેલવાડાથી, પ્રયાગરાજ પર થતા મુસ્લીમોના આક્રમણ પરત્વે રાજ્ય શું વલણ લ્યે છે તે જાણવા આતુર થઇ રહેલ આ પ્રગણાના ગામડાના હિન્દુઓ તેમજ બાબરીયાવાડ ને નાઘેરના હિન્દુઓને આ વાતના ખબર પહોંચાડવા ઉના-દેલવાડાથી એપીયા છૂટી ગયા છે. તેમજ પ્રયાગરાજમાં ના. દીવાન સાહેબ, તેમની મંડળી તથા ત્યાં સ્વાભાવિક રીતે જમા થનાર ૩-૪ હજાર હિન્દુઓના સત્કાર માટે ઉના-દેલવાડાના હિન્દુભાઇઓ

ધમધોકાર તૈયારી કરી રહ્યા છે. મારો આ પત્ર તમને મળશે ત્યાં તો દીવાન સાહેબ વગેરે અહીં આવી જશે. બાકી અત્યારે વાતાવરણ એવું છે કે જો હિન્દુઓને ન્યાય નહિ મળે તો આજે શાન્ત દેખાતું જુનાણું હલબલશે. પણ પ્રભુ જુનાણાને ઉગારો !

## કબરની જગ્યા કોની ?

આ સ્થળે એક વાત જાહેરને કહેવા જેવી છે. મેં પ્રયાગરાજની તમામ સ્થળસીમા જોઇ છે. પ્રયાગરાજ અને તેને અંગેનાં તમામ મંદિરો, કુંડો અને ધર્મશાળાઓ, બીજી પડતર જમીન તેમજ ૧૯૪૯માં બંધ કરાવેલી તકરારી ધર્મશાળા—કે જેને મુસ્લીમો મસ્જીદ કહે છે તે—તથા પેલી કબર એ બધું જે જમીન ઉપર છે તે તમામ જમીન જુનાગઢના સેટલમેન્ટ ખાતાએ મહુંમ નવાબ સાહેબ ના. રસુલખાનજીની મોહરછાપથી હુ. નં. ૯૮૧/૫૫થી સનંદ નં. ૮૦૩/૧૮૯૯ ઉપર પ્રયાગરાજના બ્રહ્મચારીને ખાતે કરી આપેલ છે. એટલે કે મુસ્લીમો જે કબર માટે તકરાર મચાવી રહ્યા છે તે પ્રયાગરાજના બ્રહ્મચારીની માલેકી ભોગવટાની જમીનની સ્થળસીમાની અંદર જ આવી જાય છે.

## કબર કયાં આવી છે ?

અને કબર કયે સ્થળે છે તે બતાવું : એ કબરની એક બાજુએ અડીને જ બે બાવાઓની સમાતો અને પ્રયાગરાજ તીર્થના પવિત્ર કુંડો અને શંકરની દેરીઓ છે : બીજી બાજુ પણ શંકરની દેરીઓ, સમાતો અને ખુલ્લી જગ્યા છે : તેની ત્રીજી બાજુ ૧૯૪૯માં બંધ કરાવેલી શેઠ મુળજી રૂગનાથે સંવત ૧૮૩૫માં ચણાવેલી ધર્મશાળા અને તેની પાછળ અડીને જ એક કુંડ છે : અને એ કબરની ચોથી બાજુએ પણ શંકરનાં ખુલ્લાં લીંગો, કૈલાસવાસી થયેલ બ્રહ્મચારીઓની સમાતો વગેરે છે : આવી સ્થળ સીમાની અંદર આવેલી અસાધારણ કબર કે જે વર્ષોથી ત્યાં છે, અને તે સંબંધમાં આજ દિવસ સુધી કોઇ કંઇ જાણતું નહતું, તેને છેલ્લા બે વર્ષથી બાબાપીરનું નામ આપી મુસ્લીમોએ ગંભીર પરિસ્થિતિ ઉભી કરી છે. વિશેષ આવતા પત્રમાં.

(૨)

# પક્ષપાત દીવાન

## [તંત્રીનોંધ : ‘સૌરાષ્ટ્ર’ : તા. ૨૮-૯-’૨૯]

જુનાગઢ રાજ્યમાં આવેલા ગુપ્ત પ્રયાગમાં થયેલ અત્યાચારને અંગે જુનાગઢ રાજ્ય તરફથી થતી કાર્યવાહીનો વૃત્તાંત અમે અન્યત્ર પ્રગટ કરીએ છીએ. છેલ્લા વર્ષે આ તીર્થમાં થએલ અત્યાચાર સમયે જુનાગઢ રાજ્યે જે વલણ બતાવ્યું હતું તે માટે હિન્દુ પ્રજાનો અસંતોષ હજી ઉભો છે. એ સમયે થએલ અત્યાચાર સિદ્ધ થયા પછી પણ ગુન્હેગારોને માફી આપી છોડી મૂકયા અને બધું સમાધાન થયું છે એમ ઢોલ વગડાવી લોકો પાસેથી માનપત્ર લીધું. અમે પૂછીએ છીએ કે એક પવિત્ર તીર્થમાં આવો ભયંકર અત્યાચાર થયો તેનું નિવારણ આ હતું ? એથી ગુન્હેગારોને બોધપાઠ મળી શકે ? એથી દુઃખિત થયેલી હિન્દુ જનતાને સંતોષ આપી શકાય ? એમાં ન્યાયનું રક્ષણ થયું ? એમાં લોકોના જાનમાલ અને ધર્મની સલામતીની ખાતરી આપી શકાઇ ? ગઇ સાલનું કરાવેલું કહેવાતું સમાધાન એ જુનાગઢના દીવાનનો ચોખ્ખો પક્ષપાત હતો. ગુન્હેગારોને છોડી દીધા અને હિન્દુઓને કશી રાહત ન આપી એ માટે દીવાન જવાબદાર છે પણ એ બિનજવાબદારી અને પક્ષપાતને ફળ આવતાં વાર ન લાગી. ફરીથી આ વર્ષે બીજો અત્યાચાર થવાની તૈયારીઓ થઇ; અને એટલું બધું થઇ ન શક્યું એટલે બીજા પ્રકારનું તોફાન થયું: છતાં જુનાગઢની પોલીસે કાંઇ ન કર્યું. શું કરે ? દીવાનની પક્ષપાતી આંખનું ઝેર જીરવવાની તાકાત પોલીસ ઇન્સ્પેકટરની હોય તો ને ? અને જ્યારે વાત છેલ્લે પાટલે પહોંચે છે ત્યારે દીવાન શું કરે છે ? કોણ જાણે કઇ દોરવણી બને કયા હેતુથી, કોણ જાણે કેવી સત્તા અને કેવા કાર્યપ્રદેશથી કહેવાતું એવું કમીશન નીમાય છે. એ બાબતનો રાજ્યનો ઠરાવ, હુકમ કે એવું કાંઇ કોઇ જાણતું

નથી. પક્ષકારોને તાર કરી કરી દીવાન બોલાવે છે. પક્ષકારો ત્યાં જાય છે ત્યારે માલૂમ પડે છે કે રાજ્યના ત્રણ અમલદારોની કમીટી બેઠી છે, અને તેમની જુબાનીઓ લેવાય છે. જુબાનીમાં તો બધું દસ્તાવેજી પુરાવાને બળે એકપક્ષે ઢળતું જોવાય છે. એટલે વળી બાજી બદલાય છે. દીવાન અને કમીટી સ્થાનિક જગ્યાએ જાય છે. અને 'દીવાન કહે તેમ સ્વીકારવા' બધાને આગ્રહ થાય છે. કોઇ આનાકાની કરે છે તો કહે છે કે 'મારામાં વિશ્વાસ નથી?' વાઘને કોણ કહે કે 'તારૂં મોઢું ગંધાય છે?' બિચારી પાંગળી પ્રજા સહી કરી આપે છે. આમ શા માટે? કમીટી સંકેલી લેવાનું શું પ્રયોજન? કયા પક્ષકારે દીવાનનું પંચ માંગ્યું? શા માટે દીવાન પોતાના હાથમાં બધું માંગી લ્યે છે? માણસોને શરમાવી દબાવી શા માટે તેમની સહીઓ લેવાય છે? પોતાના જ રાજ્યના અમલદારોની નીમાએલી કમીટીમાંથી પણ પોતાનો વિશ્વાસ ગયો? શા માટે ધોરણસર કમીટીને બદલે પોતાના હાથમાં કામ લીધું? શા માટે લોકોની સહીઓ અગાઉથી લઈ લીધી? આ બધા તરફ અમે પુષ્કળ શંકાની નજરે જોઇએ છીએ. આ પ્રકરણમાં જ ગઇ સાલ તથા આ સાલ મહમ્મદભાઇએ જે વર્તન કર્યું છે, તેથી એમના ડહાપણ અને શુદ્ધ બુદ્ધિ બન્ને માટે અમારો વિશ્વાસ અમે ગુમાવ્યો છે. આ પ્રકરણના એકેકે એક અંગ વીંખી વીંખીને તપાસતા અમને એ સ્પષ્ટ માલૂમ પડી આવે છે કે દીવાનનું વલણ ચોખ્ખું પક્ષપાતભર્યું છે. તેમના ઉપર આ કામ માટે સહેજ પણ વિશ્વાસ મૂકવો એ ભુલભરેલું છે. અલબત્ત, આ બધા માટે ઉના દેલવાડાના લોકો ઓછા ગુન્હેગાર નથી. શા માટે તેઓ વારંવાર સહીઓ કરી આપે છે? શા માટે અંતરની વાત તેઓ નથી કહેતા? શા માટે મહમ્મદભાઇ માટેનો અવિશ્વાસ તેઓ જાહેર નથી કરતા? અમને લાગે છે કે જરા યે મોડું થાય તે પહેલાં આ પ્રકરણને અંગે લાગતા વળગતાઓએ નિખાલસ વાતો કરી નાંખવી જોઇએ. મહમ્મદભાઇ અથવા જુનાગઢના અત્યારના કારોબારમાં પોતાનો અવિશ્વાસ ખુલ્લો કરી યોગ્ય ન્યાય માટે યોગ્ય સ્થાને અવાજ પહોંચાડવા તૈયાર થવું જ જોઇએ.

# જુનાગઢ રાજ્યના હિન્દુઓનો પોકાર

**મહુમ્મદભાઇ પ્રયાગરાજ જઇ આવ્યા: પોતે ચુકાદો આપે તે કબૂલ એવા લખાણ ઉપર બન્ને પક્ષોની સહી થઈ ગયા : હિન્દુઓમાં ભારે ઉશ્કેરણી : 'બાવીશ કરોડ હિન્દુઓના તીર્થોની આ તકરારમાં ઉનાના હિન્દુઓને કોરે કાગળે સહી કરી આપવાનો અધિકાર નથી' એવી સામાન્ય લોકલાગણી**

[ 'સૌરાષ્ટ્ર'ના ખાસ પ્રતિનિધિ તરફથી ]

ઉના : તા. ૧૮-૬-'૨૯

મારો તા. ૧૪મીનો પત્ર આપને મળ્યો હશે. તેમાં મેં જણાવ્યું હતું તે મુજબ ગઇ તા. ૧૬મીના રોજ બરાબર દશ વાગે શ્રી. મહમ્મદભાઇ, ખા. બા. કાદરી, કેપ્ટન ટીન્લી, શ્રી. શિવદત્તરાય અને એક કારકુન એટલી મંડળી મોટર દ્વારા ઉના થઇ પ્રયાગરાજમાં આવી ગઇ. તેમની મુલાકાતનો અહેવાલ આ નીચે આપું છું.

### હિન્દુએમાં ભારે ઉશ્કેરણી

આ મંડળી પ્રયાગરાજમાં આવી તે પહેલાં, પોતાના પુરાણ પ્રસિદ્ધ તીર્થ ઉપર મુસલમાન ભાઇઓ આક્રમણ કરી રહ્યા છે તે સંબંધમાં જુનાગઢના વરીષ્ટ અધિકારીઓ સ્થળચોકસી માટે આવે છે એવા સમાચાર મળતાં ઉના પ્રગણાના તેમ જ બાબરીયાવાડ અને નાઘેરના ૨,૦૦૦થી ૩,૦૦૦ હિન્દુઓ એકઠા થઇ ગયેલા. તેઓએ આગળની આખી રાત ઉજાગરો કરી ભજનકીર્તન કર્યાં હતાં. સર્વત્ર એક જ વાત ચર્ચાતી હતી કે દીવાન સાહેબ શો નિર્ણય આપશે? શું મુસ્લીમનો પગ આ તીર્થમાં કાયમ કરી આ શાન્ત સ્થળમાં કાયમી વિખવાદનાં બીજ રોપાશે કે મુસ્લીમોને તેમની ભૂલ સમજાવી એકસંપી નહિ તોડવા

તેમને ઘટિત ઠપકો આપી રાજ્યનો હુકમ ભંગ કરનારને નશ્યત કરેશે? આવા આવા વિધવિધ પ્રશ્નો પૂછાઇ રહ્યા હતા. બધો સમય વાતાવરણ ઘણું જ ઉગ્ર હતું. હિન્દુઓની લાગણી ખૂબ ઉશ્કેરાયેલી હતી. દીવાન–મંડળી શું કહે છે, શું કરે છે, તે બધા બહુ જ કાળજીથી જોતા હતા.

## દીવાનમંડળીએ તકરારી જગ્યા તપાસી

દીવાનમંડળીએ પ્રયાગરાજમાં આવતાં જ પ્રયાગરાજની તમામ જગ્યાઓ જાતે તપાસી. એ બધું જોઇ દીવાનમંડળી પેલી તકરારી કબર પાસે આવી. એ જગ્યા બારીકાઇથી તપાસાઇ. એ મંડળી જ્યારે કહેવાતી કબર અને તેની જગ્યાની તપાસ કરતી હતી, ત્યારે આ તકરારનો પાયો નાખનારા અમુક મુસ્લીમ બીરાદરોએ દીવાન સાહેબ આગળ વાત છેડી કે 'જે તકરારી જગ્યા ૧૯૪૯માં બંધ કરાવવામાં આવી છે, તે મસ્જીદ છે, વગેરે' વગેરે' આ સાંભળી શ્રી. મહમ્મદભાઇ અને કેપ્ટન ટીન્લીએ જવાબ આપ્યો કે 'તે વાત જૂની છે. તેનો ફેંસલો થઇ ગયો છે.' એટલે એ વાત ત્યાં અટકી. ત્યારબાદ કબરની વાત નીકળી. એ કબરની બાજુમાં કોતરકામ કરેલા ઘણા પત્થરો પડયા છે. તે પત્થરો બતાવી મુસ્લીમ બીરાદરો દીવાનમંડળીને સમજાવવા માંડયા કે : 'આ કબર ઉપર ઘુમટ અગર મકરબો હશે તેના પત્થર છે!' આ સાંભળી કેપ્ટન ટીન્લી બોલ્યાઃ 'એ પત્થરો સ્પષ્ટ રીતે હિન્દુ દેવાલયના છે.' મુસ્લીમોની આ વાત સાંભળી ખા. બા. કાદરી ને શ્રી. મહમ્મદભાઇ પણ હસ્યા.

## મુસ્લીમોની અર્થહીન વાતો

આમ વાતચીત ચાલતી હતી તે વખતે કબરની આજુબાજુની જગ્યાનું માપ લેવામાં આવ્યું. એ માપ લેતી વખતે વળી મુસ્લીમ બીરાદરોએ કહ્યું: 'આ જગ્યાએ અમો ૩૦૦–૪૦૦ મુસ્લીમ ભાઇઓ ઉરસ કરવા આવીએ છીએ, વગેરે.' એ સાંભળી સામો પ્રશ્ન પૂછાયો કે : 'આટલી સાંકડી જગ્યામાં ૩૦૦–૪૦૦ માણસો કેમ સમાઇ શકે?' કેપ્ટન ટીન્લી પણ બોલ્યા કે : 'અશક્ય છે.'

આમ સ્થળચોક્સી અને ચર્ચા કર્યા બાદ દીવાન શ્રી. મહમ્મદભાઇ વગેરે, ઉના–દેલવાડાના હિન્દુ ભાઇઓએ તેમના સત્કાર માટે વિશાળ ધર્મશાળામાં એક બેઠક ગોઠવેલી ત્યાં ગયા. ત્યાં ખા. બા. કાદરી હિન્દુ–મુસ્લીમ ભાઇઓને ઉદ્દેશીને બોલ્યા : 'હું દીવાન સાહેબની રજાથી બેઉ પક્ષને પૂછવા ઉભો થયો છું. દીવાન સાહેબ પૂછે છે કે તમારે નિર્ણય કમીટી દ્વારા કેસની પદ્ધતિથી લેવો છે કે ના. દીવાન સાહેબ પોતે ફેંસલો આપે તેના ઉપર વિશ્વાસ રાખવો છે?'

## હિન્દુઓની એક જ માગણી

ખા. બા. કાદરીના ભાષણ પછી, હિન્દુ આગેવાનોએ એક જ વાત કરી: 'અમારા તીર્થ ઉપર થતાં આક્રમણ અટકાવો. તીર્થની તમામ જગ્યા અમારી માલેકી ને ભોગવટાની છે. તેમાં કોઇનો પગ ન જોઇએ. તેમજ આ તીર્થ ઉના–દેલવાડાના હિન્દુનું નથી, પણ હિન્દના ૨૨ કરોડ હિન્દુઓનું છે, તે વાત ધ્યાનમાં લઇ ભવિષ્યમાં કલેશ ઉભો ન થાય તેવો રાજ્ય પ્રબંધ કરે.'

ત્યાર બાદ મુસ્લીમ ભાઇઓ પોતાનું મંતવ્ય રજૂ કરવા ઉભા થયા. તેમણે જણાવ્યું કે 'એ કબર નથી, પણ એ તો અમારા અબુશા પીર છે. ત્યાં અમને ઉરસ કરવા ને માનતા ચડાવવામાં અંતરાય થવો ન જોઇએ.' આના જવાબમાં તેમને પૂછાયું કે 'મુસ્લીમ શાસ્ત્રમાં કે રાજ્યના ચોપડામાં આનું ક્યાંય નામ છે?' પણ તેનો ઉત્તર તેમની પાસે ન હતો. આ વખતે જ એક અવાજ મારા કાન ઉપર આવ્યો: 'એ સાધારણ કબર વર્ષોથી ત્યાં છે. પણ ઉના પ્રગણામાં પોલીસ ઇન્સ્પેકટર તરીકે મહમ્મદ જાફર–જેને લોકો અબ્બા સાહેબ કહે છે તે–આવ્યા બાદ આ અબાપીર પ્રગટ્યા છે.' આ અવાજમાં તથ્યાંશ કેટલું છે તે ઉના–દેલવાડાના લોકો જાણતા હોવા જોઇએ.

## કોરે કાગળે સહીઓ લીધી

ઉપર મુજબ બન્ને પક્ષોએ પોતાની વાત કહી. બાદ 'દીવાન સાહેબનો ફેંસલો કબૂલ છે?' એ પ્રશ્ન પૂછાયો. એ બાબત

નણુંય મંગાયો. મહમ્મદભાઇ 'હા'માંજ જવાબ લેવા અને કોરે કાગળે સહીઓ લેવા આવ્યા હોય એમ જ મને લાગ્યું છે. એ સ્થિતિમાં તેની હાજરીમાં કોણ ના કહી શકે? એટલે બન્ને પક્ષોએ હા પાડી. રોજકામ થયું. તેમાં એવી મતલબનું લખાયું કે: 'આ કામમાં દીવાન સાહેબ ફેંસલો આપે તે અમને કબૂલ છે:' આની નીચે હિન્દુ–મુસ્લીમ ભાઇઓ પૈકી ૧૪–૧૪ આગેવાનોની સહીઓ લેવાઇ. ઉપરના લખાણમાં એમ પણ લખાયું છે કે 'દીવાનના ફેંસલા વિરુદ્ધ ચળવળ કરશે તે સજાને પાત્ર થશે.' આ રોજકામ થયા બાદ ઉનાના એક હિન્દુ ભાઇએ દીવાન સાહેબ તેમજ મુસ્લીમ ભાઇઓને આ વસ્તુની ગંભીરતા માપી કલેશ ન વધે અને હિન્દુ–મુસ્લીમ બંધુઓ અરસપરસ સંપીને રહે તેમ કરવા વિનતિ કરી. ત્યાર બાદ દીવાન–મંડળી સીધાવી.

### આ પ્રશ્ન ૨૨ કરોડ હિન્દુઓનો છે

આ બધી હકીકત ને બનાવો ઉપરથી મને એક વાત સૂઝે છે કે દીવાન સાહેબે 'હું કહું તે કબૂલ.' એવું હિન્દુ–મુસ્લીમ પાસેથી લખાવી લેવામાં ન્યાયનું ખૂન કર્યું છે. તેમનું માનસિક વલણ મુસ્લીમો તરફ ઢળેલું રહે છે, એવી લોકોમાં ઉંડી અને પાયાદાર શંકા છે. એ સ્થિતિમાં તે કોરે કાગળે સહીઓ લ્યે તેનો શો અર્થ છે? ફેંસલાનું કામ તેમણે લોકો જેના તરફ સંપૂર્ણ શ્રદ્ધાથી જોઇ શકે એવી કમીટીને સોંપવું જોઇતું હતું. બીજી વાતઃ ઉના–દેલવાડાના આ હિન્દુ આગેવાનોએ આમ સહી કરી આપવામાં ગંભીર ભૂલ કરી છે. તેમને આવી રીતે સહી આપવાનો શો હક્ક છે? આ મંદિરો સાથે આખા હિન્દુસ્તાનના બાવીશ કરોડ હિન્દુને નિસ્બત છે, અને તેમની સંમતિ મેળવ્યા પછી જ તેમનાથી કોઇ પગલું લઇ શકાય.

*

# વિભાગ બીજો

દીવાન મહુમ્મદભાઇનો અત્યાચારી ચુકાદો સાંભળી હિન્દુ પ્રજા ચોમેર રોષથી સળગી ઉઠે છે.

(૨)

# જુનાગઢનો નવાબી જૂલ્મ

**જુનાગઢના 'સાચા નવાબ' મહમ્મદભાઈ કોમી-ઝનુનને વશ બની હિન્દુઓના તીર્થધામ ગુપ્તપ્રયાગમાં હિન્દુઓના કબુલ-મંજુર હક્કો ઉપર આક્રમણ કરનારો ભયંકર ચુકાદો આપે છે: આ ચુકાદાના વચને વચને કોમી-ઝનુન ઉછળે છે: આ ચુકાદાની સામે હિન્દુ કોમ સંગઠિત બની સત્યાગ્રહ માંડવા તૈયારી કરી રહી છે: ચુકાદાના ઘડનાર કોમ-ઝનુની મહમ્મદભાઈને દીવાનના સ્થાનેથી બરતરફ કરવા જોરદાર માંગણી થઈ રહી છે!**

## દીવાન શેખ મહમ્મદભાઈનો કોમી ઝનુનથી ભરપુર અન્યાયી ચૂકાદો

દી. દ. જા. ન. ૫૪૯૧/૧૯૨૯ દીવાન ઓફીસ : જુનાગઢ

તા. ૧૩ ઓકટોબ્બર, ૧૯૨૯

ઉના મહાલ તળે પ્રયાગમાં, અમુક જગ્યા વિષે હિન્દુ અને મુસલમાન કોમો વચ્ચે જાહેર સુલેહનો ભંગ તથા બહિષ્કાર ઉપસ્થિત થતાં, અને બન્ને કોમો વચ્ચેના મીલનસાર સંબંધો જાળવવાના હેતુથી તુરતાતુરત પગલાં લેવાનું જરૂરનું જણાતાં, તેમ જ, આ બાબત અમારા હુકમ મુજબ વર્તવા બન્ને કોમના સ્થાનિક આગેવાનોએ પોતાની મરજીથી કબુલત આપતાં, બન્ને કોમના સામાન્ય હિત ખાતર નીચે મુજબ ઠરાવવામાં આવે છેઃ

(૧) સાથે રાખેલા નકશામાં નિ. 'ડી.' તથા 'ઇ'થી જણાવેલ બે કબ્રસ્તાનો કે જેને મુસલમાનો તરફથી તેમની કબરો હોવાનું કહેવામાં આવે છે; પરંતુ તેના આધારમાં બન્ને પક્ષ તરફથી કોઈ ચોકસી પુરાવો રજૂ થતો નથી. તે બન્ને કબરસ્તાનોની બધી બાજુએ ઉત્તર દક્ષિણ ૧૩ ફીટ તથા પૂર્વ

પશ્ચિમ ૧૪ ફીટના માપની ૭ ફીટ ઉંચી પાકી દીવાલ સરકાર ખર્ચે બાંધી લેવી.

(૨) સાથે સામેલ નકશામાં બી. સી. તથા સી/૧ બતાવવામાં આવેલ ત્રણે મોજૂદ કબરો કે જે દેખીતી રીતે મુસલમાનોની કબરો છે અને જે બન્ને કોમના હાલના હયાત માણસોની યાદદાસ્ત પહેલાના વખતથી હોવાનું ખુલ્લી રીતે દેખાય છે તે કબરો પૈકી નિશાની બી. એ બતાવેલ કબર ઉપર સ્થાનિક મુસલમાનોની, મુખ્યત્વે કરીને બાજુના ગામ નાળીયા માંડવીમાં મુસલમાનોની, ખાસ શ્રદ્ધા હોવાથી બંદગી તથા ઓરસના કારણે વારંવાર તે કબરે જતા હોવાનું જણાય છે. તે ત્રણ કબરો બી. સી. તથા સી/૧ નો સમાસ કરતાં આખા ભાગની ઉત્તર દક્ષિણ ૭૫ ફીટ તથા પૂર્વ પશ્ચિમ ૬૦ ફીટના માપનો એક જૂદો વિભાગ પાડી તેને ૬ ફીટની દિવાલ બાંધી લેવી. આ દિવાલનું બારણું પશ્ચિમ દિશાએ પાડવું અને તેને તાળું વાસવું. આ તાળાની કુંચી મુસલમાન કોમે પસંદ કરેલા પ્રતિનિધિ પાસે રાખવી. આ જગ્યાએ જનારા મુસલમાનો ફક્ત ધાર્મિક ક્રિયા અંગેના કારણસર ત્યાં જાય છે અને હિન્દુ લોકોની ધામિક લાગણી દુઃખાય તેવું કંઇ પણ કાર્ય કરે નહિ તેમ જ ઉપર જણાવેલા પશ્ચિમ દિશા તરફના બારે જવા માટે સર્વે નં. ૩૫૮ના પશ્ચિમ તરફના વિભાગ સિવાય બીજા કોઇ પણ રસ્તે જાય નહિ તેમ દેખરેખ રાખવાની સ્ટેટ પ્રત્યેની અંગત જવાબદારી આવા પ્રતિનિધિ ઉપર રાખવામાં આવે છે.

(૩) આ ઠરાવ પ્રસિદ્ધ થયાની તારીખથી એક મહિનાની અંદર મુસલમાન કોમે તેમના પહેલા પ્રતિનિધિની પસંદગી કરવી. અને તે બાબતનો ઉના વહીવટદારને રીપોર્ટ કરવો અને આવા પ્રતિનિધિનો જ્યારે ફેરફાર થાય ત્યારે ઉના વહીવટદારને જાહેરાત આપવી.

(૪) ઉપર મુજબ ખબર મળ્યે ઉના વહીવટદારે તુરત ઉના ફોજદારને જણાવવું અને ઉના ફોજદારે સદરહુ પ્રતિનિધિનો

ઉપરમાં જણાવ્યા મુજબ મુચરકો લેવા તજવીજ કરવી અને તે બાબતના ખબર ઉના વહીવટદારને આપવા. અને તેમ થયે ઉના વહીવટદારે સદરહુ પ્રતિનિધિને તાળાની કુંચી સોંપવી.

(૫) તેવી રીતે બન્ને કોમો વચ્ચેના સારા સબંધમાં ખલેલ પહોંચે તેવું કોઇ પણ કાર્ય મંદિરે તેમ જ તે ભાગમાં બીજા સ્થળોએ આવનારા હિન્દુઓ તરફથી ન થાય તેવી અંગત દેખરેખ રાખવાની હિન્દુ મહંતે બાંહેધરી આપવી.

(૬) આ ઠરાવના આધારે હદ કરી લીધેલી જમીન કે જે સ. નં. ૫૪૨માં સેટલ થયેલ હિન્દુ દેવસ્થાનની જમીન પૈકીની હોવાથી સ્વંસ્થાનના એલીએનેશન સેટલમેન્ટ રૂલ્સની કલમ ૭૩ મુજબ હિન્દુ અને મુસલમાન કોમોના સામાન્ય હિત ખાતર સરકાર પ્રાપ્ત થયેલી ગણવામાં આવશે અને સરકાર માલેકી-વાળી રહેશે અને મુસલમાન કોમની માલીકીવાળી ગણાશે નહિ.

(૭) આ ઠરાવની વિરૂદ્ધ વર્તન કરનાર તથા તેમાં સામેલગીરી રાખનાર અથવા બન્ને કોમો વચ્ચે મતભેદ ચલાવનાર કોઇ પણ સ્ત્રી પુરૂષને સ્વસ્થાનના પીનલકોડ મુજબ થતી શિક્ષા ઉપરાંત નસ્યત કરીને ઉના મહાલની હદ બહાર કરવાનો હુકમ આપવામાં આવશે.

એ. સી. ડી. શેખ મહમદ
મુખ્ય દીવાન, જુનાગઢ સ્ટેટ

(૨)

## માણસાઈની લૂંટ

[ તંત્રી : 'સૌરાષ્ટ્ર' : તા. ૨૬-૧૦-'૨૯ ]

ગુપ્ત પ્રયાગના મામલાએ ઉગ્ર સ્વરૂપ લીધું છે. એટલે એને લગતો ટૂંકો ઇતિહાસ આપી, તે બાબતમાં અમારૂં માનસ બતાવવાનું આ પ્રસંગે અમે આવશ્યક લેખીએ છીએ.

### જૂનો ઇતિહાસ

જુનાગઢ મૂળ તો હિન્દુ રાજ્ય હતું. એ હિન્દુ રાજાઓ જોરાવર હોઇને, ગીરનાર પર્વત ઉપર અને ગીરની ઝાડીઓમાં કુદરત જે અનુપમ દશ્યો બતાવી રહી છે તેનો અને સાગરરાજની સમીપતાનો લાભ લેવા હિન્દુ ધર્મની જૂદી જૂદી શાખાઓએ પોતપોતાના તીર્થો એ રાજ્યમાં સ્થાપેલાં. ગુપ્ત પ્રયાગ એ પ્રકારનું તીર્થ છે. પુષ્ટિ સંપ્રદાયની ચોરાસી બેઠકો પૈકીની એક બેઠક ત્યાં છે. સ્વામીનારાયણનાં પગલાં ત્યાં છે. શંકરની સાત દેરીઓ ત્યાં છે. અને સમસ્ત હિન્દુઓને પવિત્ર એવો પારસ પીપળો ત્યાં છે. હિન્દુઓ આખા હિન્દુસ્તાનમાંથી 'પ્રયાગે પાણી નાંખવા' એ પીપળે આવે છે; અને ગંગાકુંડ, બ્રહ્માકુંડ, વિષ્ણુકુંડ અને મહેશકુંડમાં નાહી પોતાને પવિત્ર થએલા માને છે.

### પહેલો તણખો

પહેલો તણખો અહીંઆ સંવત ૧૯૪૯માં થયો. પ્રભાસપાટણમાં તે વખતે હિન્દુ મુસલમાનનાં હુલ્લડો થએલાં. તે વખતે આ પ્રયાગમાં એક ધર્મશાળા સંબંધી તકરાર ઉભી થઇ. એ ધર્મશાળામાં લેખ એવા પ્રકારનો છે કે 'મૂળજી રૂગનાથ દીવવાળાએ આ મુસાફરખાનું બંધાવ્યું છે : સંવત ૧૮૩૭.' બીજી બધી ધર્મશાળાઓમાં ' હિન્દુઓ માટે ' એમ લખ્યું છે. અહીંઆ નામ 'મુસાફરખાનું' છે; અને 'હિન્દુ માટે' એમ લખ્યું નથી. એ ઉપરથી

મુસલમાન ભાઇઓએ એવી તકરાર ઉઠાવી કે એ એમની મસ્જીદ છે. હિન્દુ ભાઇઓનું એમ કહેવું છે કે આ તીર્થની આખી જગ્યામાં બધે 'હિન્દુ માટે' એમ લખ્યું હોઇને, કોઇ અન્યધર્મી રાત્રે આવી ચડે, અને આસપાસ ગાઉ ગાઉ કાંઈ ઉતરવાનું ન હોવાથી તેને મુશ્કેલી પડે એટલે આ જગ્યા હરકોઇના આશરા માટે હિન્દુ શેઠે બંધાવેલી, પણ જુનાગઢ રાજ્યે આ આખી ધર્મશાળા બંધ કરી દઇ તે સરકાર કબજે લઇ લીધી અને તકરારનો અંત આણ્યો.

## તકરારી કબર

તકરારી કબર આ ધર્મશાળાથી ૩–૪ ફુટ જ દૂર છે. શંકરની સાત દેરીઓથી આશરે દશ ફૂટ દૂર છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ કુંડોથી આશરે ૧૦–૧૫ ફૂટ દૂર છે. શ્રી. સહજાનંદના પગલાંથી આશરે ૪૦ ફૂટ છે. કબર જેવાં કરકરીયાં એને છે. અત્યારે એને ફરતો ઓટો છે. જૂના લોકો કહે છે કે એ ઓટો ૫–૭ વર્ષ પહેલાં નહોતો. કોણે કયારે કર્યો તેની ખબર નથી. પણ અત્યારે આ સ્થિતિ છે. હિન્દુ ભાઇઓનું એમ કહેવું છે કે આ જગ્યા સંવત ૧૯૪૯ના ઝઘડા વખતે હયાતી ધરાવતી નહોતી. જો હયાતી ધરાવતી હોત તો ધર્મશાળાના ઝઘડા સાથે એનો પણ નિકાલ આવત. એ ભાઇઓનું એમ કહેવું છે કે આજ સુધી કોઇ કાળે એ જગ્યાએ કોઇ પ્રકારનો ઓરસ કે એવું કાંઇ મુસ્લીમ ભાઇ-ઓએ કર્યું નથી. તેમ જગ્યા એ કોઇ પીરની જગ્યા છે એમ પણ આજ સુધી કોઇએ કહ્યું નહોતું.

## કબરની ઉત્પત્તિ–રાજ્યના દફતર પ્રમાણે

જુનાગઢ રાજ્યમાં એક એવો નિયમ છે કે આખા રાજ્યમાં હરકોઇ નાના મોટાં હિન્દુ મુસલમાન તીર્થો–દેવસ્થાનોનું દફતર રહે છે. દરેકને પાંચ કોરીથી માંડીને બાર બાર ગામ સુધી દીવેલીયાં–ઇનામો છે તે પ્રમાણે કાયમ અપાયા જ કરે છે. આ પીરનું નામ કે આ કબરનું નામ જુનાગઢના દફતરે નથી અને તેને કાંઇ મળતું નથી, જ્યારે તદ્દન જીર્ણ થઇ ગયેલાં, દૂર દૂર અગોચર જગ્યાએ આવેલાં

પીરનાં સ્થાનો—જેવાં કે ઉના દેલવાડાની નજીક આવેલા કુતુબશા બાવલશા વગેરે—તદ્દન જીર્ણ થઇ ગયેલા પીરો માટે ઇનાયતો છે અને તે અત્યારે પણ એના માણસો ખાય છે.

### રાજ્ય તરફથી અપાએલો લેખ

આ આખું તીર્થ કે જેમાં તકરારી કબરનો સમાવેશ થાય છે તેનું ધોરણસરનું સેટલમેન્ટ કરી હજુર નંબર ૯૮૧/૫૫ સનંદ નં. ૮૦૩ તા. ૩૦ અકટોબર ૧૮૯૯થી એક લેખ જગ્યાના બ્રહ્મચારીને આપવામાં આવ્યો છે. તેમાં આખી જગ્યાને હિન્દુની જગ્યા ગણવામાં આવી છે. તેની સંપૂર્ણ માલીકી અને વહીવટ બ્રહ્મચારીને સોંપ્યો છે. તેમાં મુસ્લીમ ભાઇઓના કશા હક્ક હોવાનુ જણાવવામાં નથી આવ્યું અને કબરની હયાતી હોવાનું પણ જણાવવામાં નથી આવ્યું. આ લેખમાં સદ્‌ગત નવાબ સાહેબ રસૂલખાનજીની મહોર છાપ છે. અને તેને આધારે આ તીર્થનો વહીવટ અને ઉપભોગ તીર્થના બ્રહ્મચારી અત્યારે કરે છે.

### ગયા વર્ષનો ઝઘડો

આ ઝઘડાની ઉત્પત્તિ ગઇ સાલમાં થઇ. એકાએક અમુક મુસલમાન ભાઇઓ તીર્થમાં જઇ પહોંચ્યા. ત્યાં ઉરસ કર્યો. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ કુંડામાં પોતાનો માંસાદિવાળો એઠવાડ નાખ્યો. તે બધા એવે વખતે ગયા હતા કે કોઇ હિન્દુ ત્યાં નહોતા. અને કોઇ આવે તે પહેલાં મુસલમાન ભાઇઓ ત્યાંથી નીકળી ગયા હતા. હિન્દુ ભાઇઓએ એથી હડતાળ પાડી. લોકોમાં ખુબ ઉશ્કેરણી થઇ. પોલીસ ઉપરી આવ્યા. અને છેવટે બધું ભીનું સંકેલાયું. મુસલમાન ભાઇઓ તરફથી થએલ અત્યાચાર માટે માફી માગવામાં આવી. હિન્દુ ભાઇઓએ હડતાલ પાડી તે માટે માફી માંગી. કોઇ ગૂન્હેગારોને પકડયા નહિ, કેસ ચાલ્યો નહિ અને બધું પૂરૂં થયું છે એમ ગણવામાં આવ્યું.

### નવાબ સાહેબના ઉદ્‌ગાર

પછી તુરત નવાબ સાહેબ ઉના આવ્યા. ત્યાં હિન્દુ મુસ્લીમ પ્રજાએ એમને માનપત્ર આપ્યું. નવાબે તે વખતે એક ભાષણ

કર્યું. તે જુનાગઢ રાજ્યના ગેઝેટના ડીસેમ્બર ૧૯૨૯ના અંકમાં છપાયું છે. તેના પાના ૧૨૯માંથી નીચેનો ઉતારો લીધો છેઃ

**'હાલમાં આ મહાલ તળેની ગુપ્તપ્રયાગની જગ્યાનો એક આકસ્મિક બનાવ બની ગયો તે સંબંધમાં અમારા અમલદારોની મારફત હિન્દુ અને મુસલમાનો જેને આ કામમાં સંબંધ હતો તે વચ્ચે સમાધાન થઇ ગયું છે, છતાં હજુ એ તકરાર જાણે ઉભી છે એવું જણાવી કેટલાક લોકો નવી ખટપટને જન્મ આપે છે અને ગઇ ગુજરી વાતને ભૂલી જવાને બદલે ફરીને અરસપરસ વિરૂદ્ધતા થાય એવું વર્તન ચલાવે છે, એ તદ્દન હલકાઇ છે. પરદેશમાં વસનારાઓને આંહીની વસ્તુસ્થિતિ જાણમાં નહિ હોવાથી અગર સ્થાનિક તપાસ કર્યા વગર સમાધાન થયા છતાં તકરારો ઉભી છે એવું માને છે, તેમ કરવામાં વખતનો ખોટો વ્યય અને સમાધાનીમાં ત્રુટ પડે તે કરતાં બીજું પરિણામ હોઇ શકે નહિ. આવી ખોટી અફવા ફેલાવનાર તરફ અમે સખત નાપસંદગી બતાવીએ છીએ અને સંપ સલાહથી વર્તવા અને વિખવાદ ઉત્પન્ન નહિ થવા દેવાની સલાહ આપીએ છીએ'**

એ પ્રમાણે આ કબરને અંગે કાંઇ તકરાર રહી નથી. એમ નવાબ સાહેબે ખુદે જાહેર કર્યું. અને આ તીર્થમાં ઉરસ કે એવી કાંઇ પણ હિલચાલ નહિ કરવા રાજ્ય તરફથી હુકમ થયો અને એથી વિરૂદ્ધ વર્તન ચલાવનારને સજા કરવાનો પણ હુકમ થયો. એટલે કે રાજ્યે તે વખતે જ આ પ્રકારનો એવો અંત આણ્યો કે અહીંઆ મુસ્લીમ ભાઇઓએ ઉરસ કે એવું કંઇ કરવાનું નથી.

**આ વર્ષે**

આ વર્ષે કેટલાક મુસ્લીમ ભાઇઓએ ફોજદારને અરજ કરી કે એમની મરજી તકરારી કબરે ઉરસ કરવાની છે. આ ખબર હિન્દુઓને થતાં તેમણે ગઇ સાલ માફક મુસ્લીમો પ્રયાગમાં જઇ

તોફાન ન કરે તેમજ ઉરસ ન ભરે તે માટે જુનાગઢ તાર કર્યા. અરજીઓ કરી. આ ઉપરથી દીવાન હુકમથી પોલીસ સુપરિ. તપાસ કરવા ગયા, તેણે બન્ને પક્ષને બોલાવી રોજકામ કર્યું, અને મુસ્લીમોને જણાવ્યું કે દિવાન સાહેબની મનાઇ છે કે તમારે પ્રયાગમાં ન જવું. પરંતુ દીવાન સાહેબના હુકમનો ભંગ કરીને પણ મુસ્લીમો પ્રયાગમાં ગયા. આ બનાવની ખબર રાજ્યને થઇ છતાં મુસ્લીમો સામે કાંઇ પગલાં ન ભરાયાં. દીવાનને આ વાતની જાણ થતાં તેણે હિન્દુ મુસ્લીમ આગેવાનોને તાર કરી જુનાગઢ તેડાવ્યા. એ ઉપરથી ઉના-દેલવાડા મહાજનના માણસો તથા મુંબઇમાં રહેતા અમુક ઉના દેલવાડાવાસીઓ જુનાગઢ ગયા. ત્યાં

## એક કમીટી બેઠી હતી

મી. ટીનલી, મી. કાદરી અને મી. શીવદત્તરાય એમાં હતા. તેમણે આ બધાની જુબાની લેવા માંડી. હિન્દુ ભાઇઓએ આની સામે વાંધો લીધો. જુબાની આપવા ના પાડી, છતાં તેમની જુબાની લેવામાં આવી. તેમણે આખી વાત કહી. પછી ઉના-દેલવાડામાં આજ સુધી નોકરી કરી ગએલ અને જેઓ અત્યારે રાજ્યમાં ઉંચા ઉંચા હોદ્દાઓ ભોગવે છે તેવા મી. માનસંગ મગળજી, મી. મહાસુખરાય, મી. સીકવેરા વગેરેએ ચોકખી જુબાની આપી કે ત્યાં કોઇ પીર હતા નહિ અને મુસલમાન ભાઇઓએ કોઇ દિવસ કશો જલસો ત્યાં કર્યો નથી. એક મુસલમાન પોલીસ ઇન્સ્પેકટરે એવી જુબાની આપી કે: તેમણે પોતે લાંબો વખત ત્યાં નોકરી કરી છે. પણ તેમણે પોતે પણ કોઇ વખત મુસલમાનોને ઉરસ કરતા નજરે જોયા નથી. પરંતુ કોઇ કોઈ વખત જતા હોવાનું સાંભળ્યું છે." આ કમીટી પાસે પડેલી તમામ જુબાનીઓમાં એક જ વાત નીકળી કે મુસ્લીમ ભાઇઓનો ત્યાં કશો હક્ક નહોતો. મી. મહમ્મદ જાફરની જુબાની પણ એ જ પ્રકારનો ભાવ બતાવનારી હતી. પછી કમીટી સ્થાનિક જગ્યો ઉપર આવી. મી. ટીનલીએ બધું નજરે જોઇને પોતાનું વલણ હિન્દુઓના પક્ષનું બતાવ્યું.

આ કમીટી સંબંધમાં એક અગત્યની વાત એ છે કે આ કમીટીની નીમણુંકના, તેની સત્તા કે કાર્યપ્રદેશના, કશા ખબર હિન્દુઓને કે ઉના-દેલવાડાના મહાજનને આપ્યા નથી. તેની નીમણુંકને લગતો ઠરાવ કોઇને બતાવ્યો નથી. તે ગેઝેટમાં પ્રસિદ્ધ થયો નથી. તેની પાસે પડેલી જુબાનીઓ જાહેરને આપવામાં આવી નથી. એ કમીટી બંધ કરી દીધી, તે શા માટે, વગેરેનો પણ કંઇ ઠરાવ બહાર પાડયો નથી. અને એ કમીટીને બદલે દીવાને પોતે કામ હાથ ઉપર લીધું એ શા માટે એ, અથવા તો એ ખુદ વાતનો ઠરાવ પણ બહાર પાડયો નથી. એકાએક કમીટીને બંધ પાડવામાં આવે છે. દીવાન પોતે ઉના-દેલવાડા આવીને લોકો પાસેથી સહીઓ લ્યે છે: 'દીવાન સાહેબ કરે તે કબૂલ છે.' 'તમને દીવાન સાહેબમાં વિશ્વાસ નથી ?' એ શબ્દો બોલાય છે: એની સામે કોઇ બોલી શકતું નથી. ૫-૭ આગેવાનોની એ પ્રકારની સહીઓ લેવાય છે. અને દીવાન ચાલ્યા જાય છે. પાછળથી સહી કરનારાઓ ગભરાય છે. તેઓ ઉંચા નીચા થાય છે. ત્યાં તો

**દીવાન ચુકાદો બહાર પાડે છે.**

કોઇને બોલાવી પૂછતા નથી, કોઇનો કશો દસ્તાવેજ પૂરાવો જોતા નથી, એકાએક પોતાને ઠીક લાગે છે તેવો ચૂકાદો આપે છે. એ ચૂકાદો આજે અન્યત્ર પ્રકટ કરવામાં આવ્યો છે.

આટલી બન્ને પક્ષની હકીકત જેવી અમને મળી છે તેવી ઉપર રજૂ કરી છે. તે હકીકત સંબંધમાં કોઇને વાંધો હોઇ શકે એમ અમને લાગતું નથી. હવે એ સંબંધમાં અમારા વચ ।રો જણાવવા અમે રજા લઇએ છીએ.

**ચુકાદાની સમાલોચના**

અવશ્ય કરવા જેવી છે પણ તેને માટે પુષ્કળ સ્થાન જોઇએ. એટલે એ આવતા અઠવાડીઆમાં અમારા તરફથી બહાર પડનારા ખાસ વધારામાં કરવામાં આવશે. દરમિયાન એટલું કહેવું બસ છે કે તે ચુકાદાનું કારણ બતાવવામાં આવ્યું છે તે ખોટું

છે. એમાં અમુક જગ્યાનું વર્ણન આપવામાં આવ્યું છે તે ખોટું છે. તેમાં જે હકીકત સિદ્ધ થએલી ગણવામાં આવી છે તેનો આધાર એક પણ નથી. મુસલમાનોએ શું કરવું અને શું ન કરવું એ નથી જણાવ્યું. એટલે ભવિષ્યમાં મોટા ઝઘડાનાં એમાં બીજ છે. હિન્દુઓએ શું ન કરવું એ નથી જણાવાયું. એટલે આરતી, ઘંટ કે નગારાં કે કાંઇ પણ અવાજ તીર્થસ્થાનમાં કરવાની સામે હિન્દુઓને અટકાયત થવાની અને તે કારણે મોટા ઝઘડા થવાની સંપૂર્ણ સંભાવના છે. એ રીતે એ હુકમ ભયંકર છે. મુસલમાન પ્રતિનિધિના માત્ર હાથમુચરકા લેવાના છે, જ્યારે હિન્દુ મહંતના જામીન લેવાના છે એ રીતે એ પક્ષપાતી છે અને છેવટનો શિક્ષાનો ફકરો જોહુકમીની અવધિ કરે છે. સંક્ષિપ્તમાં આ આખો ઠરાવ અન્યાય, જોહુકમી અને કોમી પક્ષપાતનો નમૂનો છે. એનાથી એક જ વસ્તુ સિદ્ધ થાય છે અને તે એ છે કે જે માણસે આ ઠરાવ કર્યો છે તે માણસ રાજ્યમાં હિન્દુ મુસલમાનના હિતની તુલા સરખી રાખવાને અશક્ત નીવડેલ છે. તેણે ઉઘાડેછોગ પક્ષપાત અને અન્યાય બતાવ્યાં છે. એમ કરીને તેણે પોતાના અત્યારના જવાબદારીભર્યા ઓદ્ધા માટેની પોતાની નલાયકી સિદ્ધ કરી છે.

**અમારૂં માનસ**

અમે હંમેશાં આવા પ્રસંગોમાં સ્વતંત્ર વિચાર રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. અમુક કોમનું હિત હણાય છે એ વાત અમને જેટલી નથી સાલતી એટલી અમને એ વાત સાલે છે કે માણસના અથવા તો રાજ્યના જૂલ્મને માણસો આમ તાબે થઇ જાય છે. પ્રજાજનની એ નામર્દાઇ, એ નપુંસકતા અમારાથી સહી નથી જાતી. અમે એમ કહેવા માંગીએ છીએ કે અમે જો ક્રિશ્ચિયન હોત તો પણ અમે આજ વસ્તુ લખત અને આજ માનસ દેખાડત. આ પત્રના તંત્રી જૈન ધર્મના છે, તેને આ તીર્થ સાથે એક પાઇભાર લેવા દેવા છતાં યે તેમના વિચાર આ જાતના છે તે એક જ કારણે. એક માણસ આ જૂલ્મ કરે છે અને બીજા તે સહન કરી લ્યે છે એ વસ્તુ ભયંકર છે. માણસને પ્રિયમાં પ્રિય

એવો તેનો ધર્મ, એનાં મંદિરો, અને પ્રિય એવી ધાર્મિક પ્રવૃત્તિ, એ બધાને કોઇ માણસ આમ છોડી દે, તેના ઉપર આમ ઝાટકા મારે, છતાં પ્રજા તે સહન કરી લ્યે? આ જૂલ્મ કોઇ હિન્દુ રાજ્ય તરફથી મુસલમાન ભાઇઓ ઉપર થતો હોય તો પણ અમે એમ જ કહીએ કે 'ખબરદાર એ જૂલ્મ સહન કરજો નહિ, એની સામે થજો અને જૂલ્મ કરનારની આંખો ઉધાડી નાંખજો.' માણસ શું મોઢું લઇને જીવે છે? જીવનમાં પ્રિય અને પવિત્ર એવી કોઇ વસ્તુ એને છે કે નહિ? અને જો હોય તો એનું રક્ષણ એ એનો ધર્મ ખરો કે નહિ? માણસને કોઇ વસ્તુ જગતમાં એવી ખરી કે નહિ, કે જેને માટે, એ એનો પ્રાણ પાથરે? અને જો એવું કાંઇ માણસમાં હોઇ તો શા માટે પોતાની પ્રિય અને પવિત્ર એવી આ વસ્તુઓ લૂંટાઇ જતી હોય તો તે ચૂપ બેસી રહે? કાં તો એ માણસ છે અને કાં તો નથી. એ હિન્દુ હોય તો તે પણ માણસ છે અને મુસલમાન હોય તો પણ તે માણસ છે. માણસ ન હોય તો એણે માણસ બનવું જોઇએ. અને પોતાની પ્રિય અને પવિત્ર વસ્તુઓની આવી નફટ અને નિર્દય લૂંટફાટ સામે પોતાનું સર્વસ્વ તેણે ધરી દેવું જોઇએ. એટલે કે અમારો આખો બળવો કોઇ કોમના કે કોઇ ધર્મના રક્ષણ માટે નથી. અમારો બળવો તો માણસાઇના રક્ષણ માટે છે. જુનાગઢમાં આજે માણસાઇ લૂંટાઇ રહી છે. એ લૂંટ સામે હાથ ધરવા 'માણસાઇ'ના ધારણ કરનારાઓને અમે હાકલ કરવા માગીએ છીએ.

**ઉના–દેલવાડાના પ્રજાજનો**

અમારે એ જ કહેવાનું છે. તમે ભૂલ કરી–ભયંકર અને નહિ માફ થઇ શકે તેવી ભૂલ કરી. દીવાન કરે તે કબૂલવાના કબૂલતના દસ્તાવેજમાં સહી મૂકવામાં તમે તમારા માત્ર કાંડા જ કાપી નથી આપ્યાં, પણ તમે તો આખી માણસાઇનાં માથાં કાપી આપ્યાં છે. હિન્દુવટના હિતની તમે ભયંકર હત્યા કરી છે. આજની અને ભવિષ્યની હિન્દુ પ્રજાની ઉપર વરસનારી લાખ જાતની આફતો અને વિપત્તિના તમે સરજનહાર બન્યા છો. તમારું પાપ પ્રાયશ્ચિત માંગે છે. તમારે તે કરવું જ જોઇએ. તમે

શાથી ડરો છો? ક્યાં તમારે હથિયાર ઉપાડવાં છે? ક્યાં તમારે લોહી વહેવડાવવાં છે? પરંતુ આ હુકમના અન્યાય સામે જો તમે સત્યાગ્રહ ન કરો, એનો અટકાવ જો તમે ન કરો, તો માનો કે એ દિવાલના પાયા નથી ખોદાતા, તમારા હિતનું ખોદાણ થાય છે. એ પાયા નથી પૂરાતા; તમારી માણસાઇ ત્યાં જીવતી પૂરાય છે. એ મકાન ચણાય છે, તમારી ભીરૂતા, સ્વાર્થવિવશતા અને નામર્દાઇની હંમેશની યાદગીરી રાખનારા કલંકસ્તંભનું. જ્યાં સુધી માણસ જાત જીવશે ત્યાં સુધી સંભારશે તમારી આ કાળી કથાનેઃ ત્યાં સુધી શાપ આપશે તમારી નપુંસકતાને. સાચું કહેવામાં, ન્યાય માગવામાં, અન્યાય સામે શાંત વિરોધ કરવામાં રાજદ્રોહ નથી, પણ રાજસેવા છે. તમને દેશનિકાલ કરશે તો યે શું? કઇ મોટી વાત છે? પૃથ્વી વિશાળ છે. પ્રભુ મહાન છે. એના સિવાય માણસને કોણ બીજું સંભાળનાર છે? પણ તમારી માણસાઇને આમ દફન થવા દેશો નહિ, તમને સુપ્રત થયેલા હિન્દુના તીર્થનો આ કાળો ઇતિહાસ લખવા દેશો નહિ. પૈસો અને મિલકત, ધંધો અને આબરૂ, એ બધું માણસે મેળવ્યું છે; અને મેળવશે. એ બધું મળી રહેશે. પણ ગુમાવેલ માણસાઇ નહિ મળે. આ કાળી કથાનો કાળો ચાંલ્લો જીવનભર નહિ ભૂંસાય.

**સમસ્ત હિન્દુ પ્રજાને**

અમારે જે કહેવાનું છે તે તે હિન્દુ છે એ માટે નહિ પરંતુ એ એક એવી કોમ છે કે જે આવા ઝાટકા મૂંગે મોઢે સહન કરી લ્યે છે તે માટે. આ પ્રશ્ન હિન્દુ મુસલમાનનો પ્રશ્ન પણ નથી. મુસલમાન કોમ સંબંધમાં અમારે કંઇ કહેવાનું પણ નથી. એક રાજ્યે આવો જૂલ્મ એક કોમ ઉપર કર્યો તે સહન કરી લેવાને તે તૈયાર છે? આ કોઇ એક કિસ્સો નથી. આ તો આવા અનેક કિસ્સાઓનું પ્રથમ પગલું છે. એની નબળાઇ સિદ્ધ થશે એટલે બીજા પ્રસંગોએ બીજાં રાજ્યોમાં એની એ જ દશા થશે. તે એ પ્રમાણે જૂલ્મનો શિકાર બનવા ખુશી છે? હિન્દુસ્તાનના બાવીશ કરોડ આમ નામર્દ બની પોતાની પ્રિય અને પવિત્ર

વસ્તુઓ રહેંસાઇ જતી જોઇ રહે એ અસહ્ય વાત છે. એટલે જ હિન્દુ કોમને જાગૃત થવા અને આ કામમાં તન મન ધનથી સહાય કરવાની ગોઠવણ કરવા અમારો આગ્રહ છે, મુંબાઇ અને દેશ દેશાવરના હિન્દુઓ આ પ્રશ્ન પ્રેમ, શ્રદ્ધા અને લાગણીપૂર્વક ઉપાડી લ્યે એ અમારી માગણી છે.

## કાઠિયાવાડના રાજાઓને

જુનાગઢના નવાબ બીચારા ભલા છે. એ તો બીચારા ગઈ સાલ શાંતિ સ્થાપવાની અને તકરાર નહિ હોવાની જાહેરાત કરી ગએલા. પણ એમનું રાજ્ય તો મહમમ્દભાઇ કરે છે. સાચો નવાબ એ છે. એના દિલમાં આજે રાજવટ નથી રહી. એ તો કોમી ઝનુનની જીવતી જાગતી મૂર્તિ બની રહેલ છે. ગુપ્તપ્રયાગ ઉપરાંત અન્ય સ્થાનોમાં પણ એની પ્રવૃત્તિ ચાલુ છે. એને તમે કોઇ કંઇ ન કહી શકો ? ભોપાળની એક કથા છે. એક કાળમાં ભોપાળમા ધર્માન્ધતા પાર વગરની હતી. એક શિવમંદિર તોડવાનો ઠરાવ થએલો. ઇન્દોરના હોલ્કરને ખબર પડી. તેણે કહેવરાવ્યું કે તમે એક શિવમંદિર તોડશો તો હું મારા રાજ્યની બધી મસ્જીદો તોડી નાંખીશ. પોતાના ભાઇબંધ રાજાની આ વાત ભોપાળને ગળે ઉતરી. એ બધું બંધ રહ્યું. તમે કાંઇ મહમ્મદભાઇને કંઇ ન શકો ? એને જરા શાણો ન બનાવી શકો ? તમે કહો કે “ કાંઇ નહિ તો હમણાં હુકમનો અમલ બંધ રાખો. ” આખા પ્રકરણ માટે સ્વતંત્ર કમીશન નીમાય. પછી એ કમીશનનો નિર્ણય ભલે ઠીક પડે તેમ થાય. આટલું જે તમે કરો તો તમે તમારી ફરજ બજાવી ગણાશે.

## એજન્સીને

એજન્સીમાં તો આજે મહમ્મદભાઇના બોલ ઉપર ફૂલ વરસે છે. તેનું કોઇ નામ લ્યે તેમ નથી, પણ અમે એજન્સીને ચેતવવા માંગીએ છીએ. મહમ્મદભાઇ માટેનો એનો પક્ષપાત ભલે બીજા કામમાં હોય, પરંતુ આ કોમી કામમાં પણ જો તે મહમ્મદભાઇને સવેળા નહિ ચેતવે, તો એજન્સીની અક્ક્લત માટે તેણે પણ જવાબ દેવો ભારી થઇ પડશે. આ કંઇ

નાનીસુની વાત નથી. આ કાંઇ સહેજે પતી જાય તેવી વાત નથી. ગયા વર્ષે આજ સ્થળે લોક લાગણી કેટલી ઉશ્કેરાએલી તેની અમને ખબર છે. આ વખતે પણ જાહેર શાંતિનો ભંગ થાય તેમ છે તેમ દીવાન પોતાના હુકમમાં લખે છે. અને એમ લખ્યા પછી એ ભંગ તુરત થાય તેવું કારણ તેણે પોતે આપ્યું છે. અલબત્ત, સર્વ લાગતા વળગતાને અમારી સલાહ છે કે તેમણે આ પ્રકરણમાં શાંતિથી કામ લેવું, શાંતિનો ભંગ થવા ન દેવો. પરંતુ આવા ભયંકર પ્રસંગે શાંતિ રહેવી મુશ્કેલ છે. અને તેનો ભંગ થશે તો તેની જવાબદારી પહેલે દરજ્જે મહમ્મદભાઇની અને બીજે દરજ્જે એ અટકાવવાના સવેળા પગલાં ન લેવા માટે એજન્સીની રહેશે.



# જૂનાગઢના અત્યાચાર સામે

**સમસ્ત મુંબાઈ ઇલાકાની હિન્દુ પ્રજા રોષથી સળગી ઉઠી છે: મુંબાઈમાં પ્રયાગ સંરક્ષણ સમિતિ નીમાઈ: અખિલ હિન્દ હિન્દુ મહાસભાની ડૉ. મુંજેને મદદે આવવા તારથી વિનતિ: પ્રાન્તિક હિન્દુ પ્રજા સભા આખો પ્રશ્ન ઉપાડી લ્યે છે: પ્રયાગમાં ચણતરકામ સામે સત્યાગ્રહ**

**[ 'સૌરાષ્ટ્ર' : તા. ૨૬-૧૦-'૨૯ ]**

ઉના-દેલવાડા પાસેના ગુપ્ત પ્રયાગના હિન્દુઓના તીર્થધામને જુનાગઢના દીવાન મહમ્મદભાઇએ હિન્દુઓના હક્ક ઉપર આક્રમણ કરનારો જે અન્યાયી ચૂકાદો આપ્યો છે તેથી માત્ર જુનાગઢ રાજ્યનો જ નહિ, પણ સમસ્ત મુંબાઇ ઇલાકાનો હિન્દુ સમાજ ખળભળી ઉઠયો છે. દીવાન મહમ્મદભાઇએ ગુપ્ત પ્રયાગની સ્થળતપાસ વખતે 'મારામાં વિશ્વાસ રાખો' એમ કહી, કોરે કાગળે સહીઓ લીધા પછી, સમસ્ત ભારતના હિન્દુઓની એ તીર્થભૂમિની ૪,૫૦૦ ફુટ જમીન ઉપર દીવાલો ચણી લઇ તે જગ્યા મુસ્લીમોને સોંપી દેવાનો જે ઠરાવ કર્યો છે તેમાં ઉઘાડા દેખાતા અન્યાયે સમસ્ત હિન્દુ જનતાને રોષથી સળગાવી મૂકી છે. મુંબાઇ ઇલાકામાં ઠેર ઠેર વિરોધની અને પોકારની પ્રવૃત્તિ શરૂ થઇ છે. તેના સંકલિત વર્તમાન આ નીચે આપીએ છીએ :

*

## ઉના-દેલવાડાના હિન્દુઓનો પોકાર

શ્રી. મહમ્મદભાઇનો ફેંસલો ઉના પહોંચતાં જ, હિન્દુ જનતા ઉપર અચાનક વીજળી પડી હોય તેવી ગંભીર પરિસ્થિતિ ઉના-દેલવાડામાં ઉભી થઇ છે. સમાચાર મળે છે તે મુજબ એ આખા પ્રદેશની હિન્દુ કોમ ખળભળી ઉઠી છે.

**નવાબને પોકારનો તાર**

આ ફેંસલો મળતાં જ ઉના–દેલવાડાની હિન્દુ જનતાના આગેવાનો એકઠા મળ્યા. આ અત્યાચાર સામે શી રીતે આગળ વધવું તેની વિચારણા કરી. સૌથી પ્રથમ તેમણે જુનાગઢના બીજા નવાબ સમા દીવાન મહમ્મદભાઇના આ ચુકાદા સામે ગઇ તા. ૧૭મીના રોજ ના. નવાબ સાહેબને નીચેનો તાર કર્યો છે કે:

**'પ્રયાગની બાબતમાં ના. દીવાન સાહેબે કરેલો ઠરાવ તદ્દન ગેરવાજબી અને ગેરકાયદેસર છે એમ હિન્દુ પ્રજાનું માનવું છે. અમારા તીર્થની જગ્યા છીનવી લઇ તે પર દિવાલો ચણાવી, કબજો કરી, મુસલમાન આગેવાનોને સોંપી દેવા ઠરાવેલ છે તે બાબત આપ નામદારને અમે અરજ કરીએ છીએ. એટલે અમારી અરજ ઉપર આપનો ફેંસલો થતાં સુધી પ્રયાગમાં નવીન કાંઈ ચણતર કે બીજું કશું ય ન કરે એવો હુકમ ઉના વહીવટદાર ઉપર આપવા કૃપા કરો.'**

**અમને ઇન્સાફ કરો**

ઉપરનો તાર કર્યા પછી, ઉના–દેલવાડાના હિન્દુ આગેવાનોએ નવાબ સાહેબને એક અરજી પણ મોકલી છે. તેમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે: '(૧) જુનાગઢની સલ્તનત કે જે અત્યાર સુધી, હિન્દુ–મુસ્લીમ વચ્ચેની ધાર્મિક તકરારોમાં નિષ્પક્ષપાત ગણાતી તે સલ્તનતના માનવંતા દીવાન સાહેબ તરફથી ગુપ્ત પ્રયાગના કિસ્સામાં ઉઘાડો પક્ષપાતી ઠરાવ થયાનું જ્યારે સર્વત્ર જાહેર થશે, ત્યારે આખા હિન્દુસ્તાનની હિન્દુ પ્રજા ખેદ પામશે અને તે ખેદ કેવું સ્વરૂપ પકડશે તે વિશ્વપતિ જાણશે. (૨) આપ નામદારના વિશ્વાસુ દીવાનજી સાહેબ મહમ્મદભાઇના ન્યાય માટે ઉંચું માન લોકોને હતું અને તે વિશ્વાસ ઉપર દબાઇ જઇ અમારામાંના કેટલાંએક સહી ભુંસી આપી છેતરાયા છે અને તેનું પરિણામ ન ધારી શકાય એવું ખેદકારક આવ્યું છે......(૩) અને આપ નામદાર ન્યાય આપો ત્યાં સુધી હિન્દુ ધર્માદાની

સેટલમેન્ટ થયેલા ખાંભા પડેલી જમીનમાંથી અમુક જમીન તેના કબજેદારના કાંઇ પણ અપરાધ વગર આંચકી લઇ મુસલમાનોના નવીન હક્ક સ્થાપિત કરાવવા અને તેઓને કમ્પાઉન્ડ બંધાવી તેમને સોંપી દેવાનો હુકમ થયો છે તેનો અમલ બંધ રાખવાનો તાત્કાલિક હુકમ આપવા મે. કરશો.'

**ચણતર કામ સામે સત્યાગ્રહ**

આમ ઉના-દેલવાડાની હિન્દુ જનતાનો ઉગ્ર વિરોધ શરૂ છે, છતાં મહમ્મદભાઇએ તેનો આપખુદ હુકમ અમલમાં મૂકી દીધો છે; રાજ્યના અમલદારોની દેખરેખ નીચે, ગુપ્ત પ્રયાગના એ સ્થળ ઉપર-હિન્દુ જનતાના કાળજા ઉપર-કોદાળી પાડવાના ઘા શરૂ થઇ ગયા છે, મુસ્લીમો માટે દીવાલોનું ચણતર કામ શરૂ થઇ ગયું છે; હિન્દુ તીર્થના ત્યાં પાયા ખોદાવા માંડ્યા છે. અને આ વાત જાણીને તો ઉના-દેલવાડા, બાબરીયાવાડ ને નાઘેરના હિન્દુઓ ખળભળી ઉઠ્યા છે. આ ચણતર કામ સામે હિન્દુ જનતાએ સત્યાગ્રહ કરવાનું નક્કી કર્યું છે. જો બહારથી કોઇ હિન્દુ આગેવાન ત્યાં પહોંચી જાય તો વ્યવસ્થિત શાન્ત સ્વરૂપમાં સત્યાગ્રહનું નવું પ્રકરણ શરૂ થશે જ. ઉના-દેલવાડા, નાઘેર ને બાબરીયાવાડના હિન્દુઓ તીર્થના હક્કોના રક્ષણને માટે ગમે તે ભોગો આપવાને તૈયાર ઉભા છે. આ પ્રકરણ દિવસે દિવસે વધારે ને વધારે ગંભીર બનતું જવાની પૂર્ણ સંભાવના છે.

*

## મુંબાઇ કહે છે : દીવાનને બરતરફ કરો

હવે મુંબાઇ તરફ નજર કરીએ: મહમ્મદભાઇના આ અત્યાચારી ચુકાદાના ખબર મળતાં મુંબાઇની હિન્દુ જનતા રોષથી સળગી ઉઠી છે. મહમ્મદભાઇએ હિન્દુઓ પાસેથી સહીઓ લીધી ત્યારથી તેમને ભીતિ તો હતી જ કે આ મામલો ભયંકર રૂપ પકડવાનો જ છે. અને આખરે એ ભીતિ ખરી પડી છે.

**હિન્દુ નેતાઓનો રોષ**

મુંબાઇમાં વસતા ઉનાના ભાઇઓએ પોતા ઉપર-અને એ

રીતે આખી હિન્દુ કોમ ઉપર જુનાગઢના કોમઝનુની દીવાનને હાથે અત્યાચાર ગુજરી રહ્યાના સમાચાર મુંબાઇના તમામ હિન્દુ અગ્રેસરોને પહોંચાડ્યા છે, સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ, શ્રી. લાલજી નારણજી, શ્રી. નરોત્તમ મોરારજી, સર મનમોહનદાસ રામજી, શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી. જગજીવન તલસાણીયા, શ્રી. શીવદાસ ચાંપશી વગેરે અગ્રણીઓ આખી વસ્તુસ્થિતિ સમજીને ઉકળી ઉઠયા છે. તેઓ આ અત્યાચારનું નિવારણ મેળવવા સંગીન પગલાં લેવાની વિચારણા કરી રહ્યા છે.

## મુંબાઇમાં પોકાર-સભા

બીજી પાસ, આ ચુકાદા સામે વિરોધ જાહેર કરવા, મુંબાઇના હિન્દુઓની એક જંગી જાહેર સભા ગઇ તા. ૨૧મીના રોજ કેશવબાગમાં શ્રી. જગજીવન ઉજમશી તલસાણીયાના પ્રમુખપદ નીચે મળી. તેમાં ઉનાવાળા શ્રી. છગનલાલ પ્રભુદાસ શાહે ગુપ્ત-પ્રયાગની સંપૂર્ણ સ્થિતિ વર્ણવી, હિન્દુ જનતાને આ પ્રકરણની પૂર્ણ સમજણ આપી. ત્યાર બાદ શ્રી. છોટાલાલ કોઠારી, શ્રી. શીવદાસ ચાંપશી ઠક્કર, શ્રી. ખુશાલદાસ કુરજી પારેખ, દા. જેઠાલાલ વ્હોરા, શ્રી. બળવંતરાય મહેતા વગેરેએ ગુપ્ત પ્રયાગના મામલાને ઘણો જ ચિંતાકારક ને જુનાગઢ રાજ્યને કલંકરૂપ કહી હિન્દુ જનતાને સંગઠિત બની તીવ્રથી પગલાં લેવા ને આત્મભોગ આપી સ્વધર્મનું રક્ષણ કરવા અનુરોધ કર્યો.

## ચાર મરણીયા બહાર પડયા

પ્રમુખસ્થાનેથી શ્રી. તલસાણીયાએ કહ્યું કે: 'અરજ અહેવાલ કરીને સંતોષ માનવો હોય તો અહીંથી જ વાત પડતી મૂકજો. પણ જો ચાર મરણીયા માણસો બહાર પડે અને બધો કામધંધો છોડીને ગમે તે ભોગે અને જોખમે આ વાત પાછળ મંડયા રહે, તો જ લડત માંડવાનો અર્થ છે.' પ્રમુખના અનુરોધના જવાબમાં (૧) મનોરદાસ વલ્લભદાસ, (૨) જીવરામ વેલજી, (૩) નાનાલાલ કરમચંદ, અને (૪) મણીભાઇ ઝીણાભાઇ–એ ચાર ભાઇઓ બહાર પડયા છે.

### પ્રચારકાર્ય સમિતિ નીમાઇ

ત્યાર બાદ સભાએ દીવાનના હુકમ સામે રોષ બતાવનારો અને એ હુકમ રદ કરવાની નવાબ સાહેબને વિનતિ કરનારો વગેરે ઠરાવ પસાર કર્યો. પછી નીચેના ભાઇઓની ગુપ્તપ્રયાગ સંરક્ષણ સમિતિ નીમાઇ: (૧) શ્રી. હરિદાસ વલ્લભદાસ, (૨) શેઠ જગજીવન ઉજમશી, (૩) શેઠ માધવદાસ ધરમશી, (૫) દા. જેઠાલાલ વોરા, (૫) શ્રી. બળવંતરાય મહેતા વગેરે. તેમ જ એ કાર્ય માટે ત્યાં આશરે રૂા. ૩થી ૪ હજારનું ફંડ થયું.

### દીવાનને બરતરફ કરો

આ ગુપ્તપ્રયાગ તીર્થસંરક્ષણ સમિતિ તરફથી જુનાગઢના નવાબ સાહેબને નીચે મુજબ તાર થયો છે:

'દીવાન સાહેબનો ગુપ્તપ્રયાગ વિષેનો હુકમ વાંચી ઉના-દેલવાડાના મુંબાઇમાં રહેલા માણસોને આઘાત પહોંચ્યો છે. આ ઠરાવનો કાયદેસર રીતે બચાવ થઇ શકે તેમ નથી. આ હુકમ હકીકતોથી પણ વિરૂદ્ધ જાય છે અને માજી નવાબ સાહેબે આપેલાં પવિત્ર વચનો અને સમજૂતો ઉપર પાણી ફેરવે છે.....

'દીવાન સાહેબની ધર્માંધ મનોદશાના આ પ્રદર્શનથી જુનાગઢની બન્ને કોમો વચ્ચેની ઐતિહાસિક તટસ્થતા ભયમાં આવી છે. આપ નામદારને આ હુકમ રદ કરી. હિન્દુઓના સ્થાપિત થયેલા હક્કોનું રક્ષણ કરવા વિનતિ કરીએ છીએ. દીવાન સાહેબની આ બાબતની વર્તણુંક રાજ્યના હિતની આડે આવશે એમ અમે માનીએ છીએ, અને તેમને તેના હોદ્દા ઉપરથી દૂર કરવા આપને વિનતિ કરીએ છીએ.'

### ચાર સ્વયંસેવકો ઉપડયા

મુંબાઇથી બુધવારે સાંજે તાર મળે છે કે 'વાતાવરણ ખૂબ ઉશ્કેરાયેલું છે. પ્રયાગથી ખબર આવે છે કે રાજ્ય તરફથી દીવાલ ચણવાનું કામ બળજોરીથી શરૂ થયું છે. આખા બાબરીયાવાડના

હિન્દુઓ સત્યાગ્રહ કરવાનો અને મુસલમાનોનો બહિષ્કાર કરવાનો વિચાર કરતા જણાય છે. તેઓ શુક્રવારે સવારે પહોંચશે. '

**શ્રી. બળવંતરાય ઉના જાય છે**

એક બીજો તાર મળે છે કેઃ અખિલ હિન્દ રાજસ્થાન પરિષદના મુખ્ય મંત્રી શ્રી. બળવંતરાય મહેતા એક બે દિવસમાં આ આખું પ્રકરણ સ્થળ ઉપર જઇને સમજવા માટે મુંબાઇથી સ્ટીમરને માર્ગે ઉના ઉપડે છે. બીજી પાસ પ્રયાગ સંરક્ષણ સમિતિનું પ્રચારકાર્ય જોરથી ચાલી રહ્યું છે. ફાળો પાંચ હજાર સુધી પહોંચ્યો છે. મુંબાઇનાં અખબારો પણ આ વિષયમાં રસ બતાવી રહ્યા છે. અને બધી વસ્તુઓને યોગ્ય પ્રસિદ્ધિ આપી રહ્યા છે.

*

## કાઠિયાવાડમાં ખળભળાટ

કાઠિયાવાડમાં પણ આ સમાચાર પ્રસરતાં હાહાકાર થઇ રહ્યો છે. જુનાગઢના દીવાન મહમ્મદભાઇનો મદાંધ કોમીવાદ આખા કાઠિયાવાડને સળગાવશે કે શું એવા ચોમેર પ્રશ્નો થઇ રહ્યા છે.

**વલ્લભભાઇ પટેલ આખું પ્રકરણ સમજ્યા**

સંજોગવશાત્ ગયા સોમવારે શ્રી. વલ્લભભાઇ પટેલ કાઠિયાવાડ રાજકીય પરિષદની કાર્યવાહક સમિતિની બેઠકને અંગે વઢવાણ આવેલા ત્યારે જુનાગઢના આ નવાબી અત્યાચાર સામે ચોમેર પ્રજાજનો રોષથી સળગી રહ્યા હતા. એટલે કાર્યવાહક સમિતિની બેઠકમાં અને બીજી રીતે શ્રી. વલ્લભભાઇ સાથે ઘણા ભાઇઓને અવૈધિક રીતે ખૂબ વાતો થઇ. શ્રી. વલ્લભભાઇ આ પ્રકરણના જાણકાર એક ભાઇ પાસેથી આખું પ્રકરણ બરાબર સમજ્યા. તેમણે પ્રયાગના તીર્થધામના નકશા નવાબના રૂકા અને આગળના દફતરને આધારે મહમ્મદભાઇનો આ અત્યાચાર તેમના ગળે બરાબર ઉતરી ગયો. એમ જણાય છે કે શ્રી. વલ્લભભાઇ આ પ્રકરણ સંબંધમાં કા. રા. પરિષદના પ્રમુખ તરીકે પોતાની ફરજ વિચારી રહ્યા છે. તેમને લોકોમાં કંઇ બળ દેખાય તો તેઓ અન્યાયના નિવારણ માટે લડતનો માર્ગ યોજે એમ લાગે છે.

## શ્રી મણીલાલ કોઠારી ઉના જશે

શ્રી. વલ્લભભાઇ પટેલની સાથે શ્રી. મણીલાલ કોઠારી પણ આખું પ્રકરણ બરાબર સમજ્યા. તેમના હૃદયમાં તો આ નવાબી અન્યાયનો આઘાત ઉંડો ઉતરી ગયો છે અને પોતે પહેલી તકે ઉના પહોંચવાને તૈયાર થયા છે. એમ જણાય છે કે શ્રી. વલ્લભભાઇની સલાહ લઇને શ્રી. કોઠારી ઉના પહોંચશે, અને જો તે ઉના પહોંચશે તો તો આખો મામલો નવું જ રૂપ ધરશે એમ લાગે છે.

## હિન્દુ સભા આ પ્રશ્ન ઉપાડે છે

સદ્‌ભાગ્યે, ગયા મંગળવારે સોનગઢના ગુરૂકુલમાં કાઠિયાવાડમાં વૈદિક ધર્મનો પ્રચાર કરવાના માર્ગો વિચારવા શ્રી. નારાયણલાલજી પીત્તી, શ્રી. વામન મુકાદમ, પં. આનન્દપ્રિયજી, તેમજ કાઠિયાવાડના હિન્દુ અગ્રેસરો એકઠા થયેલા. આ આગેવાનોમાં મુંબાઇ ઇલાકાની હિન્દુ સભાના પ્રમુખ, ઉપપ્રમુખ અને મુખ્ય મંત્રી હોઇ, ઉનાના મહાજનના એક પ્રતિનિધિ તેમની પાસે પહોંચ્યા અને તેમને અખિલ હિન્દુ મહાસભા તરફથી આ પ્રશ્ન ઉપાડવા વિનતિ કરી.

## ચણતર બંધ રાખો

આ ઉપરથી પ્રાન્તિક હિન્દુ સભાની વર્કીંગ કમીટીની બેઠક તત્કાળ ત્યાં ભરવામાં આવી અને તેના તરફથી જુનાગઢના નવાબને તાર કરવામાં આવ્યો કે : 'હિન્દુ મહાસભાના પ્રમુખ અને મુખ્ય મંત્રી પ્રયાગ સંબંધમાં તમારી મુલાકાત લેવા માગે છે. મુલાકાત માટે વખત આપો અને મુલાકાત થતાં સુધી ચણતર–કામ અટકાવો.'

## ડો. મુંજેને તાર

આ ઉપરાંત આ બેઠકે આ પ્રકરણને અંગે અખિલ હિન્દુ મહાસભાના પ્રમુખ ડો. મુંજેને તાર કરી આખી સ્થિતિ સમજાવી છે અને તેમને આ પ્રશ્ન હાથ લેવા–તેમજ તત્કાળ કાઠિયાવાડ આવવા વિનતિ કરી છે. આ સભા તરફથી પ્રયાગમાં

હિન્દુ સ્વયંસેવકોની ટુકડીઓ ઉતારવા અને મુસ્લીમ ધર્મ-ઝનુનના ધસારા સામે હિન્દુઓના હક્કોનું રક્ષણ કરવા સામનો કરવા યોજના થઇ રહી છે, દરમિયાન હિન્દુ સભા તરફથી શ્રી. ભુલાશંકર પંડિત આખી સ્થિતિ સમજવા ઉના ઉપડી ગયા છે.

## દીવની પ્રજા ફીરંગી સરકારને વિનવે છે

એક પાસ હિન્દુ આગેવાનો ઉકળી ઉઠયા છે, ત્યારે બીજી પાસ દીવના હિન્દુ પ્રજાજનો-જેમણે ગુપ્તપ્રયાગમાં દેવાલયો પાછળ પોતાના લાખ્ખો નાંખ્યા છે-તેમણે પોતાની ફીરંગી સરકારને અરજ કરી છે કેઃ 'કૃપા કરીને આ પ્રકરણમાં દરમિયાનગીરી કરો. હિન્દી સરકારને ન્યાય કરવા અમારા વતી વિનવો. ફીરંગી સરકારની પ્રજાનાં ધાર્મિક સ્થાનો ઉપર આ રીતે અત્યાચાર થાય છે તે સામે આપે પોકાર કરવો જોઇએ.' ફીરંગી સરકાર આ સંબંધમાં હિન્દી સરકારને લખાણ કરશે એમ જણાય છે.

## આખું કાઠિયાવાડ સળગશે?

એમ પણ વિશ્વાસપાત્ર માહિતી મળે છે કે જુનાગઢના દીવાનના આ અત્યાચારથી કાઠિયાવાડના હિન્દુ રાજાઓના દિલમાં કારી ઘા વાગ્યો છે, અને એ વસ્તુના ભયંકર પરિણામો છે એ કોઇએ ન ભૂલવા જેવી વાત છે. સંભવ છે કે જો જુનાગઢના નવાબ સાહેબ આ બાબત હિન્દુ જનતાને ન્યાય નહિ આપે તો ગુપ્ત પ્રયાગનું એ પ્રકરણ એવો મામલો બનશે કે પરિણામે જુનાગઢના તખ્તના પાયા ડગમગશે. પ્રભુ, જુનાણાને એ ક્રૂર ભાવિમાંથી ઉગારવા, જુનાગઢના દીવાન અને નવાબને સદ્બુદ્ધિ પ્રેરો!



# હિન્દુ છો ? મનુષ્ય છો ?

## જવાબ 'હા'માં હોય તો
## આટલું અવશ્ય કરજો

૧. જુનાગઢના ગુપ્તપ્રયાગના હિન્દુ તીર્થ ઉપર જે આપત્તિ આવી પડી છે તેનો આ પુસ્તિકામાં આપવામાં આવેલો ઇતિહાસ બરાબર સમજો.

૨. હિન્દુત્વનું રક્ષણ કરવા તમે તૈયાર થાઓ અને તમારી આસપાસનાં ગામગ્રામડાંના ભાઈઓને જગાડી આ કાર્ય માટે તૈ ( .

૩. હાલ તુરત આટલું કરો: (૧) તા. ૧૦મી નવેમ્બરના રવિવારે સાર્વત્રિક હડતાલ પાડો, (૨) જાહેર પોકાર-સભા ભરો, (૩) આ પુસ્તિકામાં આપવામાં આવેલા ઠરાવો પસાર કરો, (૪) તેની નકલ જુનાગઢના નવાબ સાહેબને અને મુંબાઇની ગુપ્તપ્રયાગ સંરક્ષણ સમિતિને મોકલી આપો.

૪. આટલી તૈયારી કરી રાખો : ગુપ્ત પ્રયાગના હક્કોના સંરક્ષણ અર્થે સત્યાગ્રહની લડત માંડવાનો પ્રસંગ આવે, તો એ લડતના સિપાઇઓ બને એવા બહાદુર જુવાનોના નામની યાદી કરી રાખો અને ગુપ્તપ્રયાગ સંરક્ષણ સમિતિને મોકલો.

ગુપ્ત પ્રયાગ સંરક્ષણ સમિતિ
૧૦૫, ગ્રેટ વેસ્ટર્ન બીલ્ડીંગ,
બેક હાઉસ લેન, કોટ, મુંબાઇ.